પિતૃ ચરણે

પિતા ! અર્પું પુષ્પો મુજ વનલતાનાં ચરણમાં;<br>
તમે ભાવે તેને વિકસિત કરી તે સ્મરણમાં.

હવે પછી

જીવતાં ખંડેરો

(ટૂંકી વાર્તાઓ)

卐

વાસંતી

(રાસ તથા ગીતો)

# નિવેદન

ત્યારે ગુજરાતના પ્રજાજીવનમાં પ્રગટ થએલાં આંદોલનો શમી ગયાં હતાં. નવાં આંદોલનો આવવાને વાર હતી. વાતાવરણમાં એક પ્રકારની શાંતિ હતી. એ સમયે હું એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કરતો હતો. મારી કાવ્યરચના પ્રવૃત્તિ તો ૧૯૨૪–૨૫માં શરૂ થઈ હતી, અને કેટલાંક કાવ્યો 'વસંત', 'સુવર્ણમાળા', 'ગુજરાત', વગેરે માસિકોમાં પ્રગટ થયાં હતાં; તોપણ પૂજ્ય સ્વ. અધ્યાપક નરસિંહરાવભાઈના સંપર્કમા આવ્યા પછી આ પ્રવૃત્તિએ વધારે વિશદ અને વ્યવસ્થિત સ્વરૂપ ધારણ કર્યું. એ સમયે અને તે પછી રચેલાં કાવ્યોમાંથી કેટલાંક આજે 'દીપશિખા'માં પ્રગટ થાય છે. બીજાં કાવ્યો અહીં નથી લીધાં, કારણ તેમાંનાં કેટલાંક હજી સુધારવાનાં રહ્યાં છે અને બીજાં ભાવના અને રચનામાં નિરાળાં છે.

કાવ્યસંગ્રહને પ્રસિદ્ધ કરવાનો વિચાર તો ઈ.સ. ૧૯૨૮માં થએલો, પરંતુ અણધાર્યા સંજોગો ઉપસ્થિત થતાં એ વિચારનો અમલ ન કરી શકાયો. એ પછીનાં થોડાં વરસો સમગ્ર કાવ્યપ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીનતાનાં ગયાં. નવાં કાવ્યો રચાતાં—ન રચાય ત્યાં સુધી અન્તઃક્ષોભ ન શમે તેથી—પરંતુ કાવ્યોને સામયિકોમાં પ્રગટ કરવા તરફ ઉદાસીનતા રહી; આજે પણ ઓછી નથી. આટલા સમયે પણ આ કાવ્યસંગ્રહ જનતા સમક્ષ મૂકી શકું છું તે મિત્રોના અને ખાસ કરી એક આપ્તજનના આગ્રહ અને ઇચ્છાને અધીન બની.

વિલંબ થયો એમાં મને તો લાભ જ થયો છે. કાવ્ય રચાયા પછી

સમય જતાં નિરપેક્ષ બની દરેક કૃતિની સમીક્ષા કરવાની અને ર
જતી ક્ષતિઓ દૂર કરી લેવાની તક સાંપડી; વાણીમાં વિશદતા આ
શકી અને મિત્રવર્ગના વિવેચનનો તથા મહત્ત્વની સૂચનાઓનો લા
મળ્યો. સંગ્રહને આ સ્વરૂપે પ્રગટ કરતાં હું તો આત્મસંતોષ અનુભવું
અલબત્ત, ક્ષોભ થાય એ સ્વાભાવિક છે, પરંતુ તે તો ઉપાસ્ય દેવના
અર્ધ્ય અર્પતાં ભક્તહૃદયમાં થાય તેવો.

પ્રજાજીવનમાં પ્રવર્તતાં યુગબળોની અસર કવિના માનસ પર થા
એ સ્વાભાવિક છે. આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યોમાં આ યુગબળો
અસર જણાશે, પરંતુ માનવહૃદયનાં સૂક્ષ્મ સંકુલિત સંવેદનો મને વધા
સ્પર્શે છે એ હકીકતનો મારે સ્વીકાર કરી લેવો જોઇએ. પ્રજાના જીવન
આવેલાં આંદોલનો શમી જાય, વાતાવરણ બદલાય, પણ આશાનિરાશ
અથવા આનન્દશોકની ઊર્મિઓ માનવજીવનમાં નિરંતર રહેવાની. આ
સનાતન ઊર્મિઓનાં ગીત, માનવહૃદયના ધબકારા, કવિ પોતાની કૃતિ
ગૂંથી લેવા મથે છે. હૃદયે અનુભવેલી ભાવના, વિચાર કે કલ્પના
શબ્દોમાં ઉતારવાના પ્રયાસ હમેશાં અધૂરા જ રહે છે. કાવ્ય મૂળ વિચ
રનું કેવળ આછું પ્રતિબિંબ જ બની રહે છે. પોતાના હૃદયે અનુભવે
લાગણી કવિ બીજાં હૃદયોમાં શબ્દો દ્વારા સંક્રાન્ત કરવામાં જેટલા પ્રમાણ
સફળ થાય, તેટલા પ્રમાણમાં તેની પ્રતિભા દીપી રહે. આ કાવ્યો
ધોરણે તો સમજદારશીલ વાચક જ તપાસી શકે. મારે તો એટલું જ કહેવું
કે કાવ્યોની રચનામાં અને પસંદગીમાં મેં આ ધોરણ દૃષ્ટિમાં રાખ્યું

મારી એક મર્યાદાનો મારે અહીં ઉલ્લેખ કરી લેવો જોઇએ. ક
પોતાના વૈયક્તિક વિશ્વમાંથી બહાર આવી, વિશાળ જગત સાથે એ
મયતા સાધી, સમગ્ર માનવજીવનની ઊંડી અંતરવ્યથાઓ કે ગૂઢ ચિંતામા
ઊર્મિઓ અનુભવે ત્યારે તેની કલા ઉત્કૃષ્ટ અને ચિરંજીવી બને. મા
કલા વૈયક્તિક સીમાનાં બંધનો વડે મર્યાદિત રહી છે એનું મને વિસ્મરણ નથ

કાવ્યોનો ભાવાર્થ સમજવામાં સામાન્ય વાચકોને સહાયતા મળે

હેતુથી સંગ્રહના અન્તભાગમાં આવશ્યક ટિપ્પણ મૂક્યું છે. આશા છે કે વાચકોને એ માર્ગદર્શક થશે.

મારા સ્નેહી અને સહાધ્યાયી ભાઈશ્રી ભાનુશંકર વ્યાસનો મારે આભાર માનવો રહે છે. કાવ્યો લખાતાં ત્યારે તરત જ એ વાંચી જતા, સૂચનાઓ આપતા; મને પ્રોત્સાહન મળતું. એમની સતત સહાયતા વિના કદાચ આ કાવ્યસંગ્રહનું પ્રકાશન આવા સ્વરૂપે ન થઈ શક્યું હોત. ટિપ્પણ પણ એમણે જ લખી આપ્યું છે. મારા બીજા મિત્ર ભાઈશ્રી સુંદરજી બેટાઇએ પણ મને પસંદગી વગેરેમાં મદદ કરી છે; મિત્રોનો આભાર મૌન વિના શી રીતે વાળી શકાય? પ્રકાશનનાં સુંદર રૂપરંગ કુમાર કાર્યાલયના કુશળ સંચાલકને આભારી છે.

અને જેના પ્રેમભર્યાં આગ્રહે મને પુસ્તકપ્રકાશનનું સાહસ કરવા ઉત્સાહ આપ્યો તે પ્રિયજનના સ્મરણ વિના આ નિવેદન અધૂરું રહે.

**અમીદાસ પ. કાણકિયા**

કાર્તિક સુદ એકમ, ગુરુવાર
૪-૧૧-૧૯૩૭ • મુંબાઇ

# ક્રમ

## આટલું સુધારી લેજો

| | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| પૃષ્ઠ ૭ | સુમન્ગલ | સુમંગલ |
| પૃષ્ઠ ૯ | શ | શે |
| પૃષ્ઠ ૫૧ | જ્યો | જ્યો |
| પૃષ્ઠ ૫૩ | પતિ | મૂર્તિ |
| પૃષ્ઠ ૬૩ | આન | આનંદ |

## મંગલદીપિકા

દ્રુતવિલંબિત

જીવનમંદિર મંગલ માલિકા
સુભગ દીપશિખાની દીપાવવા,
નભવિતાનથી શુભ્ર નિહારિકા
જગતચોકમહીં અવતારવા,
હૃદયમાં અભિલાષ ધરી ફરું,
જ્વલિત જીવન વિશ્વતલું કરું.

નિરખી સુપ્રભ મેં સઘળી દિશા,
સદન સોહી રહ્યાં દ્યુતિમંડળે;
હૃદયમંદિર સર્વ શિખા જલે;
નહિ અચેતન કો નહિ ત્યાં નિશા.
દ્યુતિ અનસ્ત લસે પથદર્શિકા,
તદપિ કેમ ધરે ઉર પૃચ્છવો?
સદન શું નિજ એક દીપાવતાં
નહિ બને કૃતિ મંગલદીપિકા?

# કવિતાને

• ખંડ શિખરિણી •

રતિમય નિશામાં વિધુ લસે,
વિકસિત વને ગન્ધ વિલસે,
સરે જેવી રીતે મદલલિત મન્દાનિલ રસે,
પ્રિયે! એવી મારે ઉરકુસુમ તું નિત્ય નિવસે.

મધુર જલવીણાલય સરે,
મુદિત મૃગનાં માનસ હરે;
વહે તેવી તારી શ્રુતિસુભગ જે ગાનસરિતા,
જગાવે આત્મામાં અવિદિત કશા ભાવ કવિતા!

અભિનવ સદા રંગ ધરતી;
ગહન વન વ્યોમે વિચરતી;
સદા સ્વાનન્દે કો લલિત વિચિલેખા સમ સરે;
પ્રિયે! પુષ્પે પુષ્પે જીવનવનમાં સૌરભ ભરે.

કદી કલહમાં રોષિત બની,
વચન ન વદી દોષિત ગણી
મને, ત્યાગી જાતી દ્યુતિરહિત આ શૂન્ય સદને;
દયા લાવે આંસુ નિરખી વહતાં દીન વદને.

નયન નમણાં વિભ્રમ કરી
રસમય બનાવે ઉર ફરી.
પ્રિયે! એવા એવા તુજ વિરલ ભાવો અનુભવું;
પ્રમત્તાવસ્થામાં મધુર ઉરસંવેદન કરું.

મુજ જીવન માનું પ્રિય! તને;
અનિમિષ નિહાળું નયનને;
નિસર્ગે પ્રેરેલી રતિ હૃદયમાં જે પ્રિયતમે!
સુહાવે તેનાં આ સુમન વસુધાને અનુપમે!

સુખદ તવ સ્પર્શે બની રહું
સુભગ સ્વરમૂર્તિ, ઉર ચહું;
અને મીંચાતાં આ મુજ જીવનનું લોચન અહીં,
પ્રિયે! યાચું તારો પુનિત સુખદા સંગમ તહીં.

## અગમ્ય ગાન

• દ્રુતવિલંબિત •

સભર સાગર સન્મુખ ગર્જતો
ગહનમાં ભરી અદ્ભુત મૌક્તિકો;
યુગ અનેકથી યત્ન કરે છતાં,
સફળ કો ન થયા કદી શોધકો.

મુજ અનુત્તર પ્રશ્ન વિમાસતો,
જલધિગાન સવિસ્મય સાંભળું;
તટ કુતૂહલથી છીપલાં વીણું,
પણ અગમ્ય ન ગાન કદી કળું.

## આશ્રમબારણે

•દ્રુતવિલંબિત•

જવનિકા હળી આગળ પન્થમાં,
નયન ના નિરખે નિજ લક્ષ્યને;
કલહ જીવનનો મચતો મહા.
શ્રવણને ભરતા ભણકારને
સમજવા મથતો અહિંયાં ઊભો
પથિક આકુલ આશ્રમબારણે.
નિરખી સન્મુખ સાગર ઘોરતો
હૃદયના ધબકાર ધીમા બને.

•અનુષ્ટુપ•

નિહાળી લે, નિહાળી લે, પ્રવાસી! આ તપોવન;
અધીરાં લોચનો માંડી કરી લે ભાવવન્દન.

•દ્રુતવિલંબિત•

પુનિત આશ્રમભૂમિ સુરમ્ય આ
મધુર શાંતિ અને સુખ જ્યાં મળ્યાં:
વિષમતા ન દીઠી જગની જરા;
વરસ સત્વર સપ્ત ફરી વળ્યાં.
સુહૃદસંગ ફરી વનવૈભવો,
રુચિર રંગ નવા નભથી ઢળ્યા,

પ્રકૃતિલાસ્ય અપૂર્વ નિહાળતાં
વિહગગાન સુમંજુલ સાંભળ્યાં.

• અનુષ્ટુપ્ •

પુરાતન તવારીખો, સંસ્કૃતિ આર્યલોમની,
શબ્દદેહે વિલોકી ત્યાં મહત્તા શ્રીસરોમની.

• દ્રુતવિલંબિત •

વિમળ આર્ષગિરા, સ્મૃતિદર્શનો
હૃદયમાં પ્રતિભા નવી પ્રેરતાં;
કવિજનો રસપૂજક કૂજને,
મધુરતા, મૃદુતા ઉર પૂરતા.
પ્રથમ આશ્રમ એ અભિરામનાં
સ્મરણુ સ્નિગ્ધ ઉરે કંઈ સ્ફુરતાં;
લઈ વદાય સુદૂર જતાં હવે,
પથિક લોચન અશ્રુ સરી જતાં.

## કલાનિધિને

૧૬

પ્રભુ કલાનિધિ! વિરાટ કલાગમ
દેખાડે તું અગમ્ય રે!
મન્દ મલયાનિલ મુદિર એના,
ગરજો અને તરંગ રે!

નિત્ય અભિનવ રૂપે રાજે
દિવ્ય કલા અભિરામ રે!
મુગ્ધ હૃદય મારું રસ પીની
રાચે અહીં અવિરામ રે!

ગગનગાનમહીં ઝરણોના
મધુર નુપૂરઝંકારે રે!
વીણા તારી અવિરત વાગે
સાગરગર્જને આરે રે!

ગાન વિહંગમના હૃદયંગમ,
શિશુના અમથા હાસે રે!
નિશદિન નૃત્ય તરંગો કરતા
પ્રકૃતિ રમે ઉલ્લાસે રે!

રુચિર રંગવિધાનો અદ્‌ભુત
ભવ્ય નભોમંડળનાં રે !
પુષ્પે પુષ્પે, પર્ણે પર્ણે,
દીપે તવ સંકલના રે !

કાલાતીત કલાસર્જન સૌ
નિરખું વિસ્મય પામી રે !
અભિનય સર્વ નિગૂઢ રહેલા
અગુણ અરૂપ અનામી રે !

શબ્દ અધૂરા વ્યક્ત કરે શા
દિવ્ય રૂપ તવ આવું રે ?
શુભ્ર સનાતન જ્યોતિમાં મુજ
દીપક આ દીપાવું રે !

# પિતૃચરણે

• ખંડ શિખરિણી •

અરવ રજનીના વહનમાં
સ્મૃતિ પુનિત વ્યાપે હૃદયમાં,
પિતા ! અશ્રુભીનાં નયન બનતાં; શાંત દ્યુતિમાં
તદા તેજસ્વી ત્યાં તમ નિરખતો દેવ-પ્રતિમા.

સુખમય સુધાશીતળ સદા
અનુભવી ન છાયા ફરી કદા.
હવે શોધું ક્યાં તે મધુર ઉરની ભાવસરિતા ?
હરે હેતે હાવાં કુટિલ જગની કોણ કટુતા ?

અબુધ મુજ દોષો કદી થતા,
તદપિ ન જરા રોષ ધરતા;
ક્ષમા આપી બોલી મધુર વચનો વત્સલ પિતા !
સદા પ્રેમે પોષી હૃદયરસથી જીવનલતા.

ભ્રમણ કરતાં આ ભવરણે,
સ્મરણ અતિ શાંતિપ્રદ બને;
મને પ્રેરે પુણ્યસ્મૃતિ પરમ કર્તવ્યપથમાં,
વિસંવાદો સામે સુભગ રચના કાજ મથવા.

નિરખી શુચિ શાંત દ્યુતિ રહું;
વિમળ કંઈ ભાવો ઉર વહું;
તમારા આત્માની મુજ ન કૃતિ કો શાંતિ હરશે;
નિદર્શેલા લક્ષ્યે મુજ જીવનનૌકા વિચરશે.

વિનત હૃદયે વન્દન કરી,
જીવનજલની અંજલિ ભરી,
પિતા! અર્પુ પુષ્પો મુજ વનલતાનાં ચરણમાં,
તમે ભાવે તેને વિકસિત કરી તે સ્મરણમાં.

## સહચાર

• શાલિની-મન્દાક્રાન્તા •

જેની સાથે વિશ્વશોભા નિહાળી,
હર્ષોલ્લાસે નેત્રશું નેત્ર ઢાળી;
સ્નેહસ્વપ્નો સુભગ સરતાં દૃષ્ટિ સામે વિલોકી,
આશાભીની જીવનરસની ઊર્મિ માણી અનોખી;

સોહે રૂડા આભમાં ભવ્ય રંગો;
ધીમેધીમે નર્તતા જ્યાં તરંગો;
ને જ્યાં શાંત દ્યુતિ જળહળે ચેતના પ્રેરનારી;
એવા સ્થાને ભ્રમણ કરતાં પાંખશું પાંખ ધારી;

જેની સાથે સૂક્ષ્મ સાધી અભેદ,
ભેદી સર્વે કાલના સ્થૂલ ભેદ,
જોતાં ભિન્ન સ્થલ-સમયમાં કાલની ક્રાંત દૃષ્ટિ,
ચિત્તે આશા અનુભવી નવી નિરખી ભાવિસૃષ્ટિ;

તે ક્યાં આજે? છેક અજ્ઞાત જેવો!
આ આયુષ્યે શું ફરી યોગ તેનો?
જાગે ઊંડાં સ્મરણ ઉરમાં, વૃત્તિ સર્વે વિરામે;
જ્યોતિર્દેહે તવ સુવદને! રૂપ હું જોઉં સામે.

## વાદળીને

• છંદ હરિગીત •

ઉચ્ચ વ્યોમ વિહારિણી!
　　મૂર્તિ ઓ તારુણ્યની!
શમવ જગના તાપ તું
　　ભરી અંજલિ કારુણ્યની!

સુંદરી! તવ દર્શને
　　સૃષ્ટિ સ્વપ્ન કશાં વહે!
મધુર જલધરવર્ષણે
　　જગ નિખિલ ધન્ય બની રહે!

અનિલ ઉત્સુક અંતરે
　　અનુભવે સુખ સ્પર્શનાં;
મધુર ગાન વિહંગમો
　　આલાપતાં અતિ હર્ષમાં.

આ જ જીવન ઝંખના
　　સદય તું ન શમાવશે
ઓ સુભગ જલવાહિની!
　　તો શી દશા મારી થશે?

નયનથી અળગાં જરા
દૂર ના જાવું ઘટે;
નિમિષમાત્ર અદર્શને
મૃદુ જીવનતન્તુ તુટે રખે!

# સ્મૃતિ

• ખંડ શિખરિણી •

પરિમલસુધા શી સુખભરી,
મલયજ સમી શાંત મધુરી,
અમે જ્યોત્સ્ના જેવી અમૃતમય ધીમે રજનીમાં,
અહો! એવી આજે સ્મૃતિ સહજ જાગે હૃદયમાં.

કમલ દલથી સુંદર સરે,
અમલ જલમોતી જલ પરે,
લસે જેવું સ્વપ્નસ્મિત લલિત કો લોચનમહીં
સખે! એવી રીતે સ્મૃતિ અભિસરે અંતરમહીં.

કુસુમવનમાં શાંત શયને,
તરલિત ઉરે, મન્દ નયને
તરંગોનાં જેવાં ક્ષણ ક્ષણ નવાં રૂપ ધરતાં,
સખે!આંખાં જૂનાં સ્મૃતિજનિત શાં સ્વપ્ન સરતાં!

વિરમી સહસા વાસ્તવ જતું;
અભિનવ દશા કો અનુભવું;
તદા યોગી મારી વિકલ ઉરવીણા કંઈ કવું,
અધૂરા ઉદ્‌ગારો અનુભવતણા; ના કંઈ નવું.

# પૂર્વની યાદ

• મન્દાક્રાન્તા •

વ્હાલા મારા! ગત સમયના યાદ આવે પ્રસંગો,
વિશ્રંભે જે અનુભવી શક્યો ધન્ય એકાત્મભાવે
આજે મારા સ્મૃતિફલકને ચિત્રરૂપે સુહાવે;
રેલન્તા ત્યાં અનિમિષ દગે નિરખું નવ્ય રંગો.
જોતાં ધારી સ્થળ સમયનું ભાન થાયે વિલીન;
સ્વપ્નાવસ્થા અનુભવી રહું; અન્ય સર્વે વિરામે
ચિદ્વ્યાપારો; પુલક પ્રગટે; પ્રાણ ઉત્કર્ષ પામે;
જાગી જાતાં સતત વહતાં લોચને અશ્રુ દીન.

એવાં વ્હાલા! અકથ ઉરનાં સૂક્ષ્મ સંવેદનોમાં,
સંદેશા કો શ્રવણ સ્મરતા. દૂર ક્યાં દોરી જાતા,
જાણું ના હું; પરિચિત હશે સ્થાન જન્માંતરોથી
ને ત્યાં જોતી પ્રકૃતિપુરુષે રાસ માંડ્યો યુગોથી.
આત્મા ત્યારે ધબકી ઊઠતો; ગીતસંવાદ જામે;
જુદાં જુદાં જીવન મળી જ્યાં પ્રેમનિર્વાણ પામે.

# શૈશવનાં સ્મરણો

• શિખરિણી •

અહો! શા આનન્દે સ્મિતસુભગ એ શૈશવ ગયું?
સમુલ્લાસે હાસે કલરવ કરી સ્રોત વહતું;
હતી શીળી છાયા જનકજનનીની જીવનમાં;
રમી રાચી રૂહેતા સુહૃદ સરખા બાલવયના.

• ઉપજાતિ •

સ્વપ્નોતણી સુંદર હોડલી રચી,
દિગન્તરાળે કરતા પ્રવાસ શા!
ને કલ્પના અદ્ભુત લોકમાં ઊડી,
દર્શાવતી દશ્ય પરીપ્રદેશનાં.

• અનુષ્ટુપ્

ઉષાના સ્નિગ્ધ સ્પર્શે શું ઉરપુષ્પ વિકાસતું!
ભાવભીનું અહો! એ તો સ્વપ્ન કે મધુરું હતું.

• દ્રુતવિલંબિત •

સરલતા શુચિ અંતરમાં હતી;
જગતદુઃખની ઝાંખી નહિં થતી;
જનનિનાં નયનામૃત નિર્ઝરી,
શમવતાં સહુ તાપ ઉરે ધરી.

• અનુષ્ટુપ •

અનેરાં એ ઉષ:સ્વપ્નો ચિત્તના ફલકે સરે;
મધુરા શબ્દ સંભારી લોચને આંસુડાં ખરે.

• મિશ્રોપજાતિ •

શું એ 'ફરી' ના કદી કાલ આવે,
ને સોતસંગીત ફરી સ્ફુરાવશે?
નિષ્પાપ ને કોમલ બાલભાવો!
રે! કોઇ એ દિવ્ય પ્રભાત દાખવો.

# મુક્તાત્માને અંજલિ

• શાલિની—મન્દાક્રાન્તા •

વિશ્વાત્મામાં ગૂઢ વ્યાપે વિષાદ;
આજે સર્વે લોચનો કાં જલાર્દ્ર?
શું આ મારે શ્રવણુ પડતું ચિત્તની શાંતિ ભેદી?
આશા જાણે રડી રડી ભીંજે રાષ્ટ્રની યજ્ઞવેદી!

દર્શાવીને મુક્તિનો માર્ગ ન્યારો,
અન્ધારામાં નાવને દોરનારો,
પુણ્યાત્મા એ પ્રગતિપથમાં રાષ્ટ્રને પ્રેરનારો,
આનન્ત્યે શું જીવન જગવી કો ખર્યો ભવ્ય તારો!

ત્યાગી સર્વે વૈભવો સ્વર્ગ જેવા,
સેવાયજ્ઞે સર્વથા હોમી દેવા
પ્રાસાદો ને જીવનધન સૌ,ભીષ્મ પાળી પ્રતિજ્ઞા
ક્ષાત્રોત્સાહે, સકલ સુખની નિત્ય કીધી અવજ્ઞા.

આશા ઊંડી અંતરે એક સેવી;
વીરાત્માની ભાવના ભવ્ય કેવી!
શૃંગે શૃંગે જનનિજયના રમ્ય ત્રિરંગ રેલે,
ત્યારે મારે શયન કરવું માડીના મુક્ત ખોળે.

આકાશે આ શોકનાં અશ્રુ રોકી,
મુક્તાત્માની શુભ્રતા લે વિલોકી.
ચિત્તે ચિત્તે પુનિત જલતી ચેતના શી અલક્ષ્ય !
જ્વાલાજ્વાલામહીં શમી ભરે માતા ને અન્તરિક્ષ.

પુષ્પો વેરી પ્રેમનાં અશ્રુભીનાં
ગાશે તારાં ગાન કૈં કીર્તિવીણા.
ત્યાગી જાતાં રણધીર ધુરા યજ્ઞ રૂહેશે અધૂરા ?
ના મા ! થાશે અમ જીવનના સ્વાર્પણે શુદ્ધ પૂરા.

# સ્મિતસુધા

• સ્રગ્ધરા •

જાણું ના કેમ મારે
તરલિત હૃદયે મિષ્ટ ભાવોર્મિ જાગે?
અર્પી આમોદ આજે
રસમય કરતું ચિત્તને કોણ રાગે?
પ્રેરે કો આત્મપદ્મે
પરિમલ? પ્રગટે શી અહો! કાંતિ ચારુ?
સ્વપ્નાવસ્થા હશે આ?
નહિ, નહિ સુભગે! હાસ એ મંજુ તારું.

જે રીતે અભ્ર ઘેરાં
સકલ સરી જતાં, જ્યોત્સ્નિકા દિવ્ય રેલે,
જેવું સ્વપ્નપ્રદેશે
શ્રવણસુભગ કો ગાન સ્વર્ગીય રેલે,
તે રીતે પ્રાણ! તારું
સ્મિત શુચિ ઝરતું તેજના પુંજ વેરી;
સ્નેહજ્યોત્સ્ના પ્રકાશે
જીવનવનઘટા હો પછી ખૂબ ઘેરી.

## સ્વપ્નભૂમિ

• વસન્તતિલકા •

જ્યાં હોય શાશ્વત શુચિ પ્રણયાર્દ્ર હાસ,
ને લોચને લલિત શાંત લસે પ્રકાશ.
સંમોહનાં તિમિર કે નહિં વંચના જ્યાં,
તે સ્વપ્નભૂમિ તલસે ઉર ઝંખતું આ.

નેત્રો મીંચાય કદી જો, નહિં વેદનાથી,
પામી પ્રમોદ પણ કો રસકલ્પનાથી;
જ્યાં નિર્ઝરો સતત અમૃતવર્ષી રાચે,
એ સ્થાનમાં ઉર યથેચ્છ વિહાર યાચે.

જ્યાં બંધનો જગતનાં નહિં કોઈ ભાસે;
જ્યાં ના કદી કુસુમકોમળ ચિત્ત ત્રાસે;
જ્યાં નિત્ય પ્રેમ; નહિં જ્યાં જડતા રહેલી;
છાયા ન પાપમય શ્યામલ જ્યાં પડેલી;

એ સ્વપ્નની સુખદ શાંત સુરમ્ય ભૂમિ.
એકાંતમાં પ્રણયથી પ્રિયનેન ચૂમી,
જાણે નિમેષસમ જીવનકાળ જાશે!
ક્યારે મને વિરલ દર્શન દિવ્ય થાશે?

# વિસ્મૃતિ

• દ્રુતવિલંબિત •

ગગનમાં ઘૂમતી ઘનની ઘટા
ભયદ, તે પણ લુપ્ત કદી થશે;
રજની ગાઢતમિસ્ર સરી જશે,
શુચિ સુરમ્ય રવિદ્યુતિ રાજશે.

સ્મરણ દુઃખદ જે ગતકાલનાં
હૃદયવ્યોમવિતાન ઘૂમી રહે;
તિમિર આવરતું પથ ભાવિનો,
અસહ ગૂઢ વ્યથા ઉર આ વહે.

સ્મરણ સર્વ શમે કદી કારમાં?
શુચિ બને ઉર અશ્રુ–પ્રભાવથી?
ફલક ચિન્મય તો રચના કરું,
રુચિર અદ્ભુત કો ઉરભાવથી.

અફળ યત્ન જશે? નહિં સંભવે
સુભગ અન્ય દશા કદી આ ભવે?

# પ્રેમસંભવ

• પૃથ્વી •

અનેક મૃદુ ભાવના ઉર અબોલ મારે રહી.
સુકોમલ ઉષા, સુરમ્ય રજની ભરી તારલા,
રસોત્સવ વનશ્રીના વિરલ, ચિત્તહારી કલા,
પ્રસંગ સહુ એ ગયા, તદપિ તે વદાતી નહિં.
વિના વહન જે મચે પ્રબળ ક્ષોભ આ સાગરે
શમે નહિં; શમાવું શેં? સ્થિતિ ન જાય આવી સહી;
પ્રયાસ બહુધા કર્યા તદપિ મૂક વીણા રહી;
ન આવી અનુકૂલતા. જડ દશા બની આખરે.

સુયોગ સહસા! અનન્ય ક્ષણ આવી જે ઝંખતાં
અનેક રજની અનિદ્ર ગઇ, ધન્ય તે સ્પર્શની.
ન સ્વપ્ન, નહિં કલ્પના, પરમ પ્રાણ ઉત્કર્ષની
દશા વિરલ. ઊર્મિઓ પ્રબળ ચિત્તમાં જાગતાં,
ઊઠે ધબકી સર્વ તાર; લય મુક્ત વીણા વહે.
પ્રિયે! જીવનવ્યોમમાં પ્રણયજ્યોતિ વ્યાપી રહે.

# સૌન્દર્યદર્શન

• મિશ્ર હરિગીત •

શાશ્વત રહસ્યો શોધવાને સૃષ્ટિનાં,
અંધાર ટાળી, જ્યોતિ ભરવા દૃષ્ટિમાં,
જોવા સનાતન ભવ્યતા જેની જગતભરમાં ભમ્યો,
ઉન્નત ગિરિશિખરો, સઘન વનમાં ઘણાં વરસો ઘૂમ્યો;
જન્માન્તરોથી જે ચહ્યું,
સૌન્દર્ય અદ્‌ભુત એ અહો! આંખો સમક્ષ ખડું થયું!

મેઘમંડળ મુક્ત નભમાં સંચરે,
સૃષ્ટિ સમુલ્લાસે શશી સઘળી ભરે;
શૂન્યમાં પ્રગટે અનોખો ચેતના રસદર્શને,
સાગર સહર્ષ ઉછાળતો નિજ ઊર્મિ ધરી ઉત્કર્ષને;
સૌન્દર્યના રસપાનથી,
કોનાં હૃદય આનન્દમાં ઉન્મત્ત થઈ નાચ્યાં નથી?

ઉરસાગરે આજે કશી ભરતી ચડે!
પ્રેમાશ્રુઓ આનન્દનાં દૃગથી દડે!
અંગ–પ્રત્યંગે પુલક પ્રગટે, હૃદય ધબકી રહે;
સૌન્દર્ય પામી અનામી કો ઉર વેદના મધુરી સહે;
ધન્ય જીવનસ્વપ્ન હો!
હાવાં હૃદયનાં ભાવઝરણાં વિશ્વમાં વ્યાપી રહો.

# સુવર્ણપંખી

•પદ•

એક પંખી દીઠું રઢિયાળુ,
 એના મોહક રંગ નિહાળુ,
કાયા કંચનવરણી એની,
 મનને લલચાવે એવી.

જોગી! રાત વિશેષ અંધારી,
 ભય લાગે મને એનો ભારી,
મારે જાવું હજી ઘણે દૂર,
 પન્થ ઘેરે તમિસ્રનાં પૂર.

પંખી આપે ઘડીક પ્રકાશ,
 જાગે અંતરમાં અભિલાષ;
વસમા મારગ વનના જણાય
 જાગી જ્યોત પાછી શમી જાય.

ઝાંખો ઝાંખો બળે દીપ મારો,
 વાય ઝંઝાનિલો, કો ઉગારો!
સંગ મારી ન કોઇ સહાય;
 ને આ પંખી ઊડી ઊડી જાય.

સૂની સૂની સંસારની વાટ,
ઘૂમે તિમિરઘટા ત્યાં વિશાટ;
દ્યુતિ દાખવજો અભિરામ,
જોગી! મ્હોંચું અમર મુજ ધામ.

# કલ્પનાને

• હરિણી •

કુસુમવસના દેવી! તારાં લસે મૃદુ લોચને
સ્મિત સહજ જે જ્યોતિ પ્રેરે નવી અમ જીવને;
જગ સુભગતા તારી પામી પ્રસન્ન થતું મને;
રસમય બને આત્મા સ્પર્શે સહર્ષ સુદર્શને!

અનુપમ સદા અંગે રંગો સુરમ્ય સખી! ધરે;
વિકસિત વને, વિશ્વે, વ્યોમે સુગન્ધ સમી સરે;
સુરસદનની શોભાને તું સદા વદને વહે;
સ્થળ સમયમાં તારે દેવી! અગમ્ય કશું? કહે.

અભિનવ ઉષા પૂર્વાકાશે અપૂર્વ રસે ઊગે,
સુભગ સહસા એવી આશાભરી પ્રગટે દગે;
સ્મિતવસનમાં સોહે દિવ્યપ્રભા તવ દેહની,
વિવશ મન આ મારું જોતાં વિમુગ્ધ જતું બની.

ઘનવિભવમાં વિદ્યુલ્લેખાશી ના લય પામજે,
પરિમલ રૂપે વ્યાપી મારે રહે ઉરપંકજે;
અવર ન કશી તૃષ્ણા, પાસે વસે પ્રિયદર્શને!
સકલ જનતા છો ને દેવી! સરોષ પછી બને.

## ઝંખના

• દ્રુતવિલંબિત •

સુભગનાં રસદર્શન ઝંખતાં
રજની દીર્ઘ અનેક ગઈ છતાં,
નયન બે ઘડી ના કદી જંપતાં;
જીવન સ્વપ્ન જણાય સરી જતાં.

લલિત કાવ્ય, કલા, રસસર્જનો,
મધુર ગાનતણાં સહુ સાધનો,
અરવ શૂન્ય રહ્યાં સઘળાં પડી;
તિમિર ગાઢ વિષે શમી દીવડી.

પ્રણયની પ્રતિમા વિણુ આ સૂના
હૃદયમંદિરમાં સ્મરણો તણા
ભયદ ગૂઢ પડે પડઘા બધે;
ઉર તમિસ્રઘટા ઘનની વધે.

નયનથી જલબિન્દુ હવે સરો,
હૃદયભાર જરા હળવો કરો.

# ઉદ્‌બોધન

• ઝૂલણા •

જે મહાચેતના અખિલ બ્રહ્માંડમાં,
ચેતનાચેતને નિત્ય વ્યાપે,
જેની દિવ્યપ્રભા સૂર્યમંડળ શશી
કોટિ નક્ષત્રને કાંતિ આપે;

તે મહાનલ તણું રૂપ પ્રત્યક્ષ તું
દિવ્ય ચક્ષુ નિહાળે સમક્ષ;
ભવ્ય ભાસ્કરતણાં કોટિ કિરણો સ્ફુરે
તેજ વ્યાપી રહે અન્તરિક્ષ.

યજ્ઞના ધૂમમાં આંખ ઝાંખી પડી,
અમલ અગ્નિ શકે ના નિહાળી;
ઓળખે આપને આત્મદૃષ્ટિ વડે
તો શકે વિશ્વનું તિમિર ટાળી.

આવરે શુભ્રતા અભ્ર આકાશની,
રાગનાં બંધનો આત્મકાંતિ;
સત્ય સુંદર સદાશિવ નહિં દૂર તે,
હૃદયમાં કાં ધરે આમ ભ્રાંતિ?

નિરખની આત્મમાં વિશ્વદર્શન થશે,
સર્વ સાગરતણા છે તરંગો
તે મહાજ્યોતિના ભર્ગ, ભાસે જુદા
સૃષ્ટિના સર્વ સંકીર્ણ રંગો.

પાર્શ્વમાં પુનિત ગંગા વહે તદપિ કાં
રાખ તું રાગ મૃગતૃષ્ણિકામાં?
સાધનો, સિદ્ધિ, સાધક સહુ એક જ્યાં,
સાધના યત્ન તારાં નકામાં.

વિશ્વસંવાદસંગીત વ્યાપી રહ્યું,
આત્મશ્રવણે સરે શા અનેરા
સૂક્ષ્મમાં સ્થૂલમાં, વ્યક્ત અવ્યક્તમાં
સ્ફુરતા સૂર એ ગાનકેરા.

## યાચના

• તોટક •

નહિં મંજુલ ગાન વિહંગમનાં,
નહિં પુષ્પ સુકોમળ આ સ્થલમાં;
નહિં રત્નજડેલ સુખાસન વા
નહિં ચંદનદીપ અહીં બળતા.

અહીં નીરવ શૂન્ય કુટીર રહી,
અતિ દૂર-વિના વિભવો-જગથી;
કદી પાવન એ કરજે પગલે,
પ્રિય! પ્રેમલ મોહક તું દગથી.

તુજ સ્પર્શ થતાં સળકી ઊઠશે,
ઝરણાં કરી નૃત્ય રસોર્મિતણાં,
વિકસે વન, દીપશિખા પ્રગટે;
ઋતુ રમ્ય ધરે ફળફૂલ ઘણાં.

હળવે પગલે પગથી ચઢજે,
શુચિ શુભ્ર સ્મિતાંશુ બધે ભરજે;
હ્રદયાસનમાં લઈ સ્થાન સખી!
મુજ અંધતમિસ્ર તું સંહરજે.

નહિ રત્ન, નહિ કંઈ વસ્તુ કને,
ધરવા ઉપહાર તને ચરણે;
ધરશે વનપુષ્પ પ્રિયે! અલકે?
કૃતિ જીવનશેષ બને સ્મરણે.

# રાજહંસને

• અંજની •

માનસસર મુક્તામય આરો,
કોમલ કિસલયનો તવ ચારો,
ઉન્નત ગગન યથેચ્છ વિહારો
ના તું અહીં પામે.

ભવસાગર ભાસે અન્ધારો;
અસહ ભાર, વિષવિષમ પ્રહારો;
*રાજહંસ ! આ પથ નહિ તારો;*
જા ઊડી ધામે.

## ઊર્ધ્વ પ્રયાણ

• ઉપજાતિ •

જે પૂર્વમાં શાંત વરેણ્ય ભર્ગ,
સોહે નવશ્રી સઘળે નિસર્ગ;
પ્રેરે પ્રભા ચેતન અંગ સર્વ;
પ્રિયે ! મહા મંગલ આજ પર્વ.

• ઇન્દ્રવજ્રા–વસંતતિલકા •

રાજે રૂડાં ઉન્નત શૈલશૃંગો,
ગાજે તહીં ધીરરવે મૃદંગો;
લાધે જહીં શાશ્વત આત્મશ્રેય
તે દિવ્ય ધામ મનુજીવનપંથ ધ્યેય.

• ઉપજાતિ •

મ્હાલે તહીં જીવનસિન્ધુ નિત્ય,
દિક્–કાલ સર્વે બની એક સત્ય,
અરૂપ જ્યોતિ વિલસે અનામ,
કલ્યાણદાતા પદ એ અકામ.

• ઇન્દ્રવજ્રા–વસંતતિલકા •

એ ઊર્ધ્વ પંથે કરવું પ્રયાણ,
એ સાધના જીવનની મહાન;
કર્તવ્યનો મંગલ માર્ગ ન્યાળો,
આરોહવા પરમ ઉન્નત શૃંગ ચાલો.

# સરિતાને

• હરિગીત •

ગિરિશૃંગના ઉત્સંગમાં,
ધરી વસન નભના રંગનાં,
તરલે! તરંગિત અંગમાં,
સરતી સખીજનસંગમાં.

વનવાસિની! શુચિહાસિની!
કલરવ કરી કલભાષિણી!
આશા ભરી, ફૂલડાં વીણી,
વહેતી સદા તું વિલાસિની!

દૃગ તારિકા તવ ચમકતી
ઉર મધુરતા શી છલકતી!
મુખ મન્દ મંજુલ મલકતી;
તવ ઝાંઝરી શી ઝણુકતી!

કુસુમિત વનોની કુંજને
ભરતી મધુરરવ ગુંજને;
ધરી પુષ્પપલ્લવપુંજને
વહેતી સદા નિજ રજને.
જલશીકર શીતલ વર્ષતી,
નિજ હર્ષના ઉત્કર્ષથી,

તવ સ્નિગ્ધ કોમલ સ્પર્શથી
ઉર રસિકનાં આકર્ષતી.

સાગર સુણાવી અંસરી
લે ચિત્ત તવ ચપલે ! હરી;
સ્મરી સ્નેહ સત્વર સંચરી,
સાગર ભણી એ સુંદરી !

સ્વજનો તણા અનુરોધ વા
ગણતી ન ભય અવરોધ, વા
પ્રિય સ્વજનને સંબોધવા
ચાલી જીવનધન શોધવા.

કદી શાંત સૌમ્ય બની લસે,
કદી રુદ્ર રૂપ ધરી ધસે;
પથ વિઘ્ન સહુ આઘાં ખસે,
ઉર એક , અભિલાષા વસે.

કો યોગિનીશી સ્વાર્પણે,
અવિરત શ્રમે રઝળી રણે,
રળવા મથે નિજ લક્ષ્યને;
નહિ અન્ય આસક્તિ તને.

# જીવનશિલ્પકાર

• ઇન્દ્રવજ્રા •

પાષાણની સ્થૂલ ઘડી શિલાને
રેખાવિધાને, રચી શિલ્પકારે
કો સ્વપ્નશી સુંદર મૂર્તિ તેની,
સંવેદનો સૂક્ષ્મ તહીં ઉતારે;
આદર્શ સર્વે થઇ મૂર્તિમાન,
દે પ્રેરણા ભવ્ય કલાવિધાન.

છે વ્યસ્ત આ જીવન સ્થૂલ તેને
આદર્શને યોગ્ય ઘડી સજાવ;
ઉલ્લાસ,આશા, શુભભાવનાઓ,
આલેખજે યૌવનના પ્રભાવ.
પાંખો મહાચેતનની પ્રસાર,
તારે થવું જીવનશિલ્પકાર.

# મિલન

• વસંતતિલકા •

જો ગાન વિશ્વ ભરી દિવ્ય અમૂર્ત રેલે,
સ્વપ્નસ્થિતિ અનુભવે જગ શી અનન્ય !
ધીમે ચડે અનિલ શાંતતરંગ હેલે,
આ સ્વર્ગદર્શનથી જીવન .માનું ધન્ય.

સૌન્દર્ય ઓ સુતનુ ! અદ્દભુત જોઈ જાણે,
વર્ષી રહે સ્મિતસુધા સખી ! ઇન્દુલેખા,
આનન્દમુગ્ધ મૃદુ લોચનની પ્રભાને
જોતાં થતી પ્રગટ ઉજ્જવલ ભાગ્યરેખા.

અતૃપ્ત શાં પ્રણયપીયૂષ પાન પામી,
એકાત્મતા અનુભવી રસભાવનાની;
કો જ્યોતિ અંતર મહીં પ્રગટે અજાણી
તેની દીસે તવ મુખે સુરખી વિરામી.

જો સ્થૂલ આવરણ સર્વ સર્યાં અનન્તે;
જ્યોતિષ્પથે વિચરવા ઉર પ્રેમ પ્રેરે;
સ્ફુરે સખી ! જીવનસંગીત એક સૂરે

• સ્રગ્ધરા •

એનાં આંદોલનો આ
પ્રણય ઊભરતાં વિસ્તરે દિગ્દિગન્તે.

## દર્શન

• સ્રગ્ધરા •

આવો ઓ કાવ્યદેવી !
અશરણ ઉરને ના ઘટે દોષ દેવો;
વ્હાલાં ! પ્રેમે પધારો
પ્રિય જન પર શું રાખતા રોષ એવો ?
શુભ્રજ્યોત્સ્ના તમારી,
નિશદિન નયનો ઝંખતાં વ્યગ્ર ચિત્તે,
ઔત્સુક્યે યાદ લાવી
પ્રથમ પરિચયે બોલ આપેલ પ્રીતે.

આનન્દાશ્રુપ્રવાહે
પુનિત ચરણ આ પ્રેમભાવે ભીંજાવું;
ગોંથેરાં મૌક્તિકોશાં
ઉરજલનિધિનાં, અશ્રુઓથી વધાવું;
સ્વ પ્નો ના દિ વ્ય રં ગી
અનુપમ રથમાં આવતાં દેવી જ્યારે,
કોના આનન્દઘેલા
રસમય હૃદયે ના મચે ક્ષોભ ત્યારે ?

સ્વપ્નો શાં ભવ્ય આજે
સ્ફુરિત ઉર થતાં ! નેત્રનાં નર્તનો શાં !

## નિર્દોષ અજ્ઞાન

• શાલિની-મન્દાક્રાન્તા •

મારાં 'નાનાં બાલનાં લોચનો આ
શોભે કેવાં રમ્ય એ ફૂલ જેવાં!
એવું બોલી સ્થિર નયનથી બાલનું આસ્ય જોતી;
કાલાબ્ધિનાં અતલ જલમાં શોધતી પ્રેમમોતી!

'માડી! મારા આવશે બાપુ ક્યારે?
શી શી ચીજો લાવશે કાજ મારે?
બા! એ આવી કની બહુ મને આપશે ખેલવાનું.'
જાણે ના જે નિજ વચન એ દૂભવે ચિત્ત માનું.

'કાલે સાંજે આવશે તાત તારા,
તારે માટે લાવશે ખેલવાનાં;'
વ્હાલાનાં કો સ્મરણ-સરખું બાલ સ્નેહે વિલોકે;
વ્હીલા ચિત્તે જનનિ નયને આવતાં અશ્રુ રોકે.

'બાપુ મારા ગામ જાશે ફરી જો,
સંગે તેની બા! હવે હું જવાનો.'
નેત્રો ભીનાં નિજ જનનિનાં બાળ હાવાં નિહાળે;
ને બંનેનાં ઉર ભીંજવતી અશ્રુની ધાર ચાલે.

# સ્વપ્નઝાંખી

• મન્દાક્રાન્તા •

ઝંખામાં જે વિરહરજની ગાળતાં અશ્રુ સારે
નેત્રો, નિદ્રાવશ બની કદા શાંતિ દે દીર્ઘ કાલે;
ત્યારે સ્વપ્નો સુભગ સરતાં દૃષ્ટિ સામે નિહાળે.
જાગે સ્નિગ્ધસ્મરણ; ઉરનાં સ્પન્દનો વેગ ધારે.
આવે ધીમાં અરવ પગલે દિવ્ય કો સત્ત્વ પાસે,
જ્યોતિર્લેખા ઝળહળ થતી રમ્ય પાદામ્બુજોની;
અંગોપાંગે અભિનવ લસે કાંતિ ને લોચનોની
ક્રીડા કેવી! રજત ઝરતાં પુષ્પ શાં પ્રેમહાસે!

આહા! એ તો અવર નહિ કો પ્રત્યભિજ્ઞા થતામાં
ગાઢાશ્લેષે હૃદય મળતાં સદ્ય ઉલ્લાસ પામે.
વ્હાલી!ત્યારે સુખમય અહો શી પળો ધન્યગાળી!
સ્નેહાલાપો મધુર કરતાં પૂર્ણ વિશ્રબ્ધતામાં.
રે' ત્યાં સ્નુત ઉર મુજ તજી સ્વપ્ન શૂન્યે વિરામે;
હાવાં મારે રહી રજનીઓ ગાળવી અશ્રુ ઢાળી.

## દીપશિખા

દીપશિખા પ્રકટાવી; જીવનમાં
અદ્ભુત જ્યોતિ જગાવી. (ધ્રુવ)

મૂક વીણાના સુપ્ત સ્વરો આ
કોણ ગયું ઝણકાવી?
ઘન વૈભવ મહીં વિદ્યુતરેખા
કોણ ગયું ચમકાવી?

શૂન્ય સદનમાં સ્મિતકુસુમો આ
કોણ ગયું વરસાવી?
અતલ તિમિરમાં જ્યોતિષ્પથ આ
કોણ ગયું દરશાવી?

# ઉરના ઓથારે

• અંજની •

સન્ધ્યાના આછા અજવાળે
કમલ શયનમાં નયનો ઢાળે,
પંખી ફરે પાછાં નિજ માળે
વડ ડાળે જ્યારે,

સ્મરણુ જૂનાં જાગે ઉર મારે,
આર્દ્ર બને ઉર એકલ ત્યારે,
શૂન્ય નજર નાખું સંસારે—
ઉરના ઓથારે !

## અર્ઘ્ય

• પૃથ્વી •

સુવર્ણરજ છાંટતી; કિરણ ભાનુનાં પશ્ચિમે
ચઢે શિખર; વૃક્ષપર્ણ કનકપ્રભા શી ઢળે!
ધણો, વિહગ કાનને ચરી સહર્ષ પાછાં વળે;
મૃદંગરવ ગાજતા ગભીર મંદિરોમાં ધીમે.
નિહાળી પ્રિયદર્શને! અકથ ઉદ્‌ભવે અન્તરે
વિશુદ્ધ કંઈ ભાવના, ગહન શાંતિ વ્યાપી રહી.
મળે અવનિ વ્યોમ યુગ્મ રચી રંગમાલા તહીં
જતાં ક્ષિતિજમાં શમી જીવન-અર્ઘ્ય સંધ્યા ધરે.

સ્પૃહા સતત સેવી તે સફળ આજ સર્વ થશે;
પરિષ્વજન પામશે હૃદયજ્યોતિ એકત્વમાં,
વિરાટભરી તેજની કિરણમાલિકા ગૂંથશે;
ભલે તિમિર ગાઢ, પંથ પણ હો ભલે કારમા,
હવે ન પરવા કશી સતત પ્રેમજ્યોતિ લસે.
પ્રિયે! ક્ષિતિજ આંગણે જીવનઅર્ઘ્ય અર્પી જશે.

# પ્રેમ અને મૃત્યુ

• ઇન્દ્રવજ્રા •

જ્યાં અભ્ર શી નીરવ નીલતામાં,
આશાનિરાશા વળી તેજછાયા
લે રાસ, ને જીવનમૃત્યુના જ્યાં
રંગો ઊંડા અંતરમાં છવાયા;
તે લોચનોમાં ન કદાપિ તારે
જોવું, રખે તું પડતો પ્રહારે.

એ સિન્ધુમાં સંચરતાં અનેક
ડૂબી જતાં નાવ નિશાન્ધકારે;
એકાદ આવે અવરોધ સર્વે
ઓળંગીને જીવનનાવ આરે.
તે લાવતું રત્ન રળી અનન્ય,
તેનું બને જીવન શેષ ધન્ય.

જો પ્રેમસિદ્ધિ ગણુતો અભીષ્ટ,
તો માનવું મૃત્યુ ન કેમ મિષ્ટ?

## નવસર્જન

• પૃથ્વી •

ભયંકર નિનાદ કાલકરતાલથી જો ઊઠે,
મહાપ્રલયના પ્રચંડ ઘનજૂથ જો આફળે,
અનન્ત ઘન અન્ધકાર ,વિકરાળ ભૂમંડળે
ઢળે, કરી કરાળ હાસ્ય ગણુ રુદ્રના જો રુઠે,
પ્રમાદજડ લોક ધર્મપથથી ચળી પાપના
પડે અતલ ગહ્વરે, રુધિરના પ્રવાહો વહે,
અને સુભગ સર્જનો સળગી ભસ્મ જેવાં રહે,
તદા અનુભવે અસહ્ય જગ અંતરે યાતના.

યુગેયુગ વિનાશની પ્રબળ યજ્ઞજ્વાલા બળે,
હશે ગહન હેતુ શો? પ્રકૃતિ કેમ સંહારતી
અકારણુ? શું આ બધી અફળ વેદનાઓ જતી?
રહસ્ય સમજાય ને હૃદયની અનાસ્થા ટળે.
જતી મલિનતા બધી પ્રલયદાહ માહે દ્રવી,
વિસર્જન કરી રચે સુભગ સૃષ્ટિ સ્રષ્ટા નવી

## સ્થિત્યન્તર

• ખંડ શિખરિણી •

સૂના આ સંસારે,<br>
ઊંડા આ અંધારે,<br>
જવું આઘે મારે; પરિચિત જરા પંથ પણ ના;<br>
ઘૂમે ઘેરાતાં આ નભમહીં જથો ઘોર ઘનનાં.

અહો! જ્યોત્સ્ના વર્ષે;<br>
લસે આત્મા હર્ષે,<br>
સખી! તારા સ્પર્શે; દ્યુતિમય દિસે સર્વ પગથી;<br>
જતી આઘે આઘે સરી જવનિકા; કો ભય નથી.

## અપૂજિત પ્રતિમા

• ઉપજાતિ-વસંતતિલકા •

ગાજે મહા ધીર ગભીર ઘોષ,
ઘૂમે દિશાની ગિરિકન્દરામાં;
સામી ઊઠે નાદપરંપરા જે
વ્યાપે વિતાનમહીં શૂન્ય અનન્તતાના.

પ્રાચીન દેવાલય ભૂતકાલની
વિભૂતિનું આ અવશિષ્ટ એક;
જેના યુગોનાં સ્મરણો જગાડે;
તેમાં અપૂજિત પડી પ્રતિમા અનેક.

નિઃશબ્દ તેની જડ શૂન્યતામાં,
અદૃષ્ટ કો સત્ત્વ સદૈવ ઘૂમે;
અશ્રાવ્ય એના પદઘોષ ગાજે,
કાલાબ્ધિમાં ગહન એ લય ગાન પામે.

ને લુપ્ત રંગો વિભવો નિહાળી,
નિઃશ્વાસ ભૂતાત્મન મર્મે મૂકે.
ક્યાં એ ગયાં સુંદર ભવ્ય ચિત્રો?
ઊંડી વ્યથા અનુભવી જગને વિલોકે.

# આશ્વાસન

પૃથ્વી

સખે! વદ વિષાદની વદન કેમ છાયા ઢળી?
ન લોચન હસે, વિનોદવચ ના વદે, દીનતા
ધરે ઉર; સહાય ના સુહૃદ આ ઉદાસીનતા.
નિમગ્ન નિજ ચિન્તને; વદ કશી નિરાશા મળી?
કિશોર વયના સુવર્ણદિન ધન્ય ઉલ્લાસના
થશે જીવનસાધના કરી કૃતાર્થ, આશા હતી;
પ્રકાશ કિરણો થતાં પ્રગટ; કલ્પના ઊડતી
દિગન્ત નભમાં; સખે! ઉચિત કર્મસંન્યાસ ના.

નથી સુલભ સાધનાપથ, પદે પદે શલ્યના
પ્રહાર સહવા પડે; રુધિરધાર દેહે વહે.
વિના વિકટ યાતના સુખ મળે ન સાફલ્યનાં.
સ્પૃહાજનિત લોક શોક, વિષવેદનાઓ સહે.
સદાતન ધતિ ધરી ઉર, અકામ માંગલ્યના
સખે! વિચરવું પથે, નહિં જ સિદ્ધિ આઘે રહે.

## અદષ્ટને

• તોટક •

કદી કોમલ 'પુષ્પદલે સરતી
સુરભિરૂપ તું વનમાં વિલસે;
કદી ભાવસુધા વસુધાહૃદયે
ભરી શુભ્ર અનંભ્ર નભે વિકસે.

સ્મિતરશ્મિ રમે તવ લોચન જે,
ચમકી ઊઠતાં કદી તારકમાં;
તવ મંજુલ ગાન વિહંગમના
શ્રવણે સરતું રસકૂજનમાં.

સુકુમાર ઉષા તવ સુંદરતા
વહતી વપુમાં નવયૌવનની.
કરતો કદી દર્શન સ્વપ્નમહીં;
જલતી રહી ઝંખન જીવનની.

રહી દૂર સુદૂર સદા હસતી,
ભવસાગર પાર પણે વસતી,
પણ રૂપ અરૂપ અદષ્ટ રહ્યું;
નહિં આવી સમીપ કદી હસતી.

વિરહાનલમાં ઉર આ જલતું,
    વન જીવનતું બળી ભસ્મ થતું;
બની વાદળી અંતરદાહ કદી
    નહિ શું શમવે વરસી જળ તું?

## નિશા અંધારીના

• છંદ શિખરિણી •

નિશા અંધારીના,<br>
વિચારે ભાવિના,<br>
થતાં અશ્રુભીનાં નયન ઉરભારે; શયનમાં<br>
પડી ઘોળું ત્યારે સ્મરણુ સઘળાં હું સ્વજનનાં.

ઉર વિકલ આ દૂર રઝળે;<br>
નયન પળવારે નહિં મળે;<br>
દીસે ઝાંખો થાતો જીવનદીપ; આવે શ્રવણુમાં<br>
સૂના અંધારે શા ભયદ ભણુકારા મરણુના.

રહી આશા મારે<br>
હજી આ સંસારે,<br>
સુભગ સ્વરસંવાદ ભરવા<br>
અને વિશ્વે વ્યાપ્યાં તિમિરદલને દૂર કરવા.

# સ્વયંભૂ પ્રેમાગ્નિ–

• શિખરિણી •

સ્વયંભૂ પ્રેમાગ્નિ પ્રગટ ઉર થાતાં પ્રિયતમે!
મળ્યાં તાદાત્મ્યે આ જીવનઝરણો એક રસથી.
વનોત્સંગે, શૃંગે, તરલિત તરંગે કર ગૂંથી,
ફર્યાં સંગે ત્યારે ગ્રથિત હૃદયો વિશ્વનિયમે.

ઉષા જ્યાં ઉલ્લાસે અભિનવ રચે રંગ નભમાં,
વળી સન્ધ્યા આવી રુચિર ફલકે ચિત્ર રચતી,
કદા જ્યોત્સ્ના વેરી રજતકુસુમો અભ્ર ખચતી,
અભેદાવસ્થામાં રસમય ગયો કાલ સુખમાં.

નવોન્મેષોના એ અભિનવ દિનો મિષ્ટ વહતાં,
ગયા ઉન્માદો; એ શમી તરલતા; શાંતસલિલા
વહે હાવાં ધીમે જીવનસરિતા સાગર ભણી.
પુરાના જેવી ના ભરતી, પણ પ્રેમોર્મિ ઉરની
ઊંડે વ્યાપી; તો યે કદી કદી રસેન્દુ નિરખતાં
પ્રિયે! જાગે ભાવો પ્રબળ; ખસતી સંયમશિલા.

## ભૂત યોગી

• છંદ હરિગીત •

ઘનતિમિરદલ ભેદતી
દૃષ્ટિ અર્પે પ્રેરણા;
જવનિકા પડતી સરી,
ને ગૂઢ ઊઘડે બારણાં.

યામિની શી ઘોર આ
કાલની યમકંદરા,
ભસ્મભૂષિત યોગી કો
તહીં મુરજ ગજવે મંદરા.

ભ્રમણ શૂન્યમહીં કરી,
અકથ ભાર ઉરે સહી,
શ્રમશિથિલ વપુ એ થયું,
નહિં દીપ્તિ વદન વિષે રહી.

તદપિ અણુદીઠ તેજથી
દૃષ્ટિ એની ચમકતી;
ગહન કાલસમુદ્રમાં
કંઈ લુપ્ત રત્નો શોધતી.

શોકવ્યાકુલ ચિત્તથી
દુર્દશા અવલોકતો
વર્તમાન તણી અને
નિજ નયનનાં જળ રોકતો.

મુરજઘોષ દિગન્તમાં
ઘૂમતા બની ભ્હાવરા;
ત્યાગી આત્મપ્રમાદને
કદી જાગશે શું વસુંધરા?

## રુચિભેદ

• શિખરિણી •

મને આશા પ્રેરે ગહન ગગને પાંખ ઊડવા,
અને સ્વર્ગંગાના અમૃત વસુધામાં વિતરવા;
ચહે આત્મા ઊંચા ઉદયગિરિનાં શૃંગ ચડવા;
સદા સ્વપ્નો રૂડાં અભિનવ ઉષાનાં નિરખવા.
વનશ્રીની શોભા, પ્રકૃતિવિભવો ને વિહગના
સ્વરાલાપો મારા સુખમય વિનોદો હૃદયના.
નિશાની શાંતિમાં વિધુવદન જોતો પ્રણયથી;
સખે! એથી જુદા વિષય મુજને કો પ્રિય નથી.

ગમે ના આનંદો, અનુભવ અનેરા અવગણે,
વિનોદો વ્યાપારો રસમય રુચે ના કંઈ તને.
પતંગોના જેવા જડ જગતના રંગ ગમતા;
સખે! રાખે આવા ક્ષણિક સુખમાં કેમ મમતા?
વહે બંનેનાં જે જીવનઝરણો ભિન્ન પથથી,
હવે તે શું થાશે સુયુત ફરી? રે! સંભવ નથી.

# નર્તકીને

• ખંડ હરિગીત •

શાંત હો ઉર ઝંખતું,
  સ્વપ્ન ભવ્ય નિહાળ જે;
શોકભર ભૂલી જરા,
  ક્ષણ ધન્ય સુખમાં ગાળજે.

ગાન મંજુલ મૂક આ
  લલિત લાસ્ય થકી વહે;
વિવશ મુગ્ધ બની બધાં
  લયમાં હૃદય ધબકી રહે.

શાંત સાગરમાં મચે
  ક્ષોભ જ્યોત્સ્નાદર્શને,
તરલ ઉરમાં ઊર્મિઓ
  નાચી રહી રસવર્ષણે.

મૂક સ્વરમૂર્તિ તણી
  રમ્ય શી રચના કરી,
અખિલ તેં અવકાશને
  ઓ સુતનુ! છે દીધું ભરી.

શુભ્ર અભ્રવિતાનમાં
વિહંગ કો જાતું ભળી,
ગાન મધુરું રેલતું
જગ તે રહે લય સાંભળી.

સ્થૂલતા સૂક્ષ્મે સરી,
ભાવમયતા વ્યાપતી,
સત્ય સુંદર સત્ત્વની
એમ જીવને ઝાંખી થતી.

ભવ્ય ઉન્નત ભાવના
કાવ્ય તવ ઉર પ્રેરતું,
લાસ્ય લલિત રસોર્મિનું
સ્મિતકિરણ સુભગે! વેરતું.

મેઘધનુની ભવ્યતા
કોણ આલેખે કદી?
ગહન નિજ સંવેદનો
ઉર મુગ્ધ કેમ શકે વદી?

# સ્વપ્નવિલય

• દ્રુતવિલંબિત •

શુચિ સનાતન ભવ્ય વિલોકવા,
સુભગતા, જગમાં ફરી શોધતો;
વિરલ એ રસદર્શન ના થયું;
પથિક શૂન્ય નિરાશ બની સુતો.

શિથિલ ગાત્ર ગયાં શ્રમથી નમી;
નયન નિષ્પ્રભ; ના રહી ચેતના;
તદપિ આકુલ ચિત્તની ના શમી,
ધબક સાથ વધી રસઝંખના.

ચમકતી દૃગ આખરની પળે,
પથિક આર્ત ઉઘાડી જુએ કશું;
વદનમાં પ્રગટે નવ કાંતિ કો,
નિરખતો નહિ જીવનસ્વપ્ન શું?

સુભગ આકૃતિ કો હસી પાર્શ્વમાં,
પ્રતનુ પાત્ર સુધારસથી ભરે;
શિથિલ હસ્ત અશક્ત વિષે ગ્રહી
અધીર એ રસપાત્ર મુખે ધરે.

અલભ વસ્તુની પ્રાપ્તિ શું આ થતાં,
સુભગ દર્શન થાય, ન થાય ત્યાં,
પથિકહસ્તથી પાત્ર ઢળી પડ્યું,
જીવનસ્વપ્ન સુરમ્ય શમી ગયુ.

# અંધ દશા

• શાલિની–મન્દાક્રાન્તા •

કંપે આજે લોચનો કેમ મારાં?
શાથી ચાલે વેગથી અશ્રુધારા?
આંખાં જેવાં સકલ દીસતાં દશ્ય કાં દષ્ટિ સામે?
જાણે મારા જીવનદીપની જ્યોતિ ના અસ્ત પામે!

રે! આ બન્ને નેત્ર મારાં બુઝાશે.
હાવાં સર્વે દષ્ટિસંતોષ જાશે.
પુષ્પોદ્યાનો, પ્રકૃતિવિભવો ના કશું નિરખાશે.
શું અન્ધારે જીવનરજની શેષ ગાળી શકાશે?

ખોલો ખોલો અંધની આત્મદષ્ટિ;
રે! ચેતાવો દિવ્ય કો દીપસૃષ્ટિ.
હાવાં મારે ઉરજલધિનાં ન્યાળવાં રત્નરૂપો,
ચિદ્‌વ્યોમે જે ઝળહળ જગે ભવ્ય જ્યોતિઃસ્વરૂપો.

# મુક્ત પંખી

• પૃથ્વી •

વિહંગમ! હવે ઊડી વિતત વ્યોમ ઊંડાણમાં
નિહાળ રમણીયતા ઉપવનોની કુંજોમહીં.
લતા રહી લચી અને સુરભિ માતરિશ્વા વહી
સુમન્દ સરતા, તહીં તું ભરી પ્રેરણા પ્રાણમાં
યથેચ્છ કરજે વિહાર વનમાં. સખે! આર્તવી
રસોત્સવ નિહાળતાં મધુર ગીત આલાપજે;
સદૈવ સહચારમાં સ્વજનના સુખો માણજે.
પ્રસાર તુજ પાંખ અદ્‌ભુત નિહાળ શોભા નવી.

સ્મરી પ્રિયજનો સદા સજળ નેત્ર તારાં થતાં;
સ્વતંત્ર ઊડવા ફરી ઉર હતી ઊંડી ઝંખના;
દયા ન જગને જરા તરફડી મરે તું છતાં.
હવે પ્રગતિ રોકનાર રહી શૃંખલા એક ના;
અનન્ત ભરશે હવે તવ રસોર્મિનાં ગીતડાં;
પ્રકાશમય વિશ્વમાં વિચર ઊર્ધ્વ ઓ પંખીડા!

## કયાં જનની શોધે?

• એજની •

ઉત્સંગે લઈ બાળક વ્હાલે,
ભાવભીનાં ચુમ્બન ભરી ભાલે,
સુંદર વદન શિશુનું નિહાળે,
રમતું જે કાલે.

આજ અકાળે ઝડપ્યું કાળે.
ચોધારાં આંસુડાં ઢાળે,
રોતાં રાતદિવસ મા ગાળે;
મન શાથી વાળે?

પૃથ્વીના પાલવમાં પોઢે,
અંગે ફૂલની ચાદર ઓઢે;
હાસ હતું જે તેનાં મોઢે,
કયાં જનની શોધે?

# મંગલ પ્રભાત

• પૃથ્વી •

અશાંતિ જગનાશિની પ્રલયકાલજ્વાલા સમી
સહસ્રફણ ફુંફવે; કલહઅભ્ર કાળાં ફરે;
મહાતિમિર મોહનું જગતદૃષ્ટિને આવરે;
ગયા સુપથ બોધનાર પણ તારકો આથમી.
પુરાતન વિભૂતિ ભવ્ય, સ્મૃતિ, ધર્મ ને સંસ્કૃતિ
રહ્યાં સ્મરણશેષ ને જગ અનિષ્ટપન્થે પળ્યું;
વિલાસ અધિકારનું ગરલ છેક વ્યાપી ગયું.
વિનાશમુખમાં ધસે જગત શી અરે! દુષ્કૃતિ?

પરસ્પર હણે, પરાપર ગણે ન કો માનવી.
અપંગ, અસહાય, રુગ્ણ, દલિતો નિસાસા ભરી
રડે; સજળ તેમનાં નયન પૂછતાં 'ક્યાં હરિ?'
સ્ફુરે ઉરમહીં તદા સ્વર જગાવી શ્રદ્ધા નવીઃ
'તમિસ્રદલ સર્વથા પ્રજળી દૂર થાશે હવે;
સુમંગલ પ્રભાત જો સુભગ પૂર્વમાં ઉદ્ભવે.'

# સ્વપ્નોને શોધવાં કયાં?

• સ્રગ્ધરા •

આઘે એકાંત સ્થાને,
ગહન વન વિષે, શાંતિમાં પર્ણઘેરી
બેસી ગાજે ઘટામાં
વિહગ! મધુર તું ગાન પ્રેમાશ્રુભીનાં;
ઉલ્લાસે, મુક્ત હાસે,
મુખરિત કરજે મંડપો માધવીના;
કેવું એ સ્વર્ગ તારું!
વિરલ સુખ દશા ઝંખું એવી અનેરી.

ગીતો તારાં પ્રમાદી
જગ અવગણશે, મર્મ આઘાત થાશે,
અંધાશે અંધનોમાં;
વિહગ! વિવશતા કેમ એવી સહાશે?
સ્વાનન્દે સર્વદા તું
વસી નિજ નિલયે ગાન ગાજે અભંગ;
આ બાજુ આવજે ના,
નિરખ નભપટે રેલતા ભવ્ય રંગ.

સંસારે શાંતિ કયાં છે?
કલહ કૃપણતા કારમી માનવીની!

આત્માની અભ્ર કાળાં
કલુષિત કરતાં શુભ્ર કાંતિ શશીશી.
આશા ને ઊર્મિગાનો
મુકુલિત મનનાં થંભતાં મૌનભારે;
સ્વપ્નોને શોધવાં ક્યાં
જનનજલધિના ક્ષોભમાં પંખી! મારે?

# પંથવિભેદ

• પૃથ્વી •

ક્ષમા, સ્વજન! આપણા પથ જુદા પડે આજથી.
વિલોલ ભવસાગરે સફર અલ્પ સાથે કરી;
વિલુપ્ત ગતકાલની વિવિધ રમ્ય ચિત્રાવલિ,
અનેક ઘટના નવી, નિરખી વર્તમાને ભળી.
વનાવલિ અનન્ત, શાંત વિભુ વ્યોમમાં સંચરી,
પ્રકાશ ઉરશું પીતાં સુભગ સ્વપ્નસૃષ્ટિ રચી;
ન યાદ તુજને શું તે વખત કેવી મસ્તી મચી?
રસોર્મિ તણી એકતા અનુભવી, શકું શેં કથી?

ગયો સમય એ વહી. ખબર ના જરાયે રહી,
અચાનક અરે! વિયોગ તણી વ્યગ્ર આવી ઘડી;
સ્ફુરે હૃદયમાં સહસ્ર સ્મરણો; શકું ના રડી.
ફરી સ્મિતસુધા કદી જીવન પામશે શું નહિ?
જતાં પથ જુદા હવે વિકલ ચિત્ત ચિંતા ધરે,
અરે! પ્રિય! કદી કદી જીવનપન્થમાં તું સ્મરે.

## રસોત્સવ વસન્તનો

• પૃથ્વી •

રસોત્સવ વસંતનો, પ્રકૃતિ વ્યોમ જાગી ગયાં
સમાધિ થકી; શાંત સાગર સરોવરોમાં મચે
તરંગ; અનિલો સમુત્સુક બને; લતાઓ લચે;
વનશ્રી વિલસે; ચરાચર રસાર્દ્રે રાચી રહ્યાં.
સરે સુરભિ મન્દ મન્દ; નહિ રેખ કારુણ્યની
દીસે વદન કાલને. પ્રગટતી ઉષા-રક્તિમા;
રહી ટહુકી કોકિલા મધુર ગાન આસક્તિનાં;
વહે વિમલ પ્રેરણા જીવન ધન્ય તારુણ્યની.

સનાતન વસન્ત આજ મુજ આંગણે વ્યોમથી,
સ્વરૂપ ધરી મૂર્ત શુભ્રવસના તું દિવ્યાંગના
સમી ઊતરી ખેલવા હૃદયમન્દિરે પ્રેમથી.
રહીશ ચિરકાલ ચેતન જગાવી પ્રત્યંગમાં?
અનેક મૃદુ સોણલાં જીવનનાં ધરું. સ્પર્શથી
સચેતન બનાવી સર્વ ચમકાવ આનન્ત્યમાં.

# એક સંવેદન

• અંજની •

અમલ કમલદલ પરિમલ સ્રવતી,
મન્દ સુમન્દ સમીરે સરતી,
ઉલ્લાસે ઉર તરલિત કરતી
વનમાં સંચરતી.

શાંત નિશા, જ્યોત્સ્ના નિર્ઝરતી,
ભાવસુધા વસુધાઉર ભરતી,
મલયજના મહિમાને હરતી
નભમાં સંચરતી.

નયણે નેહસુધા તવ ઝરતી,
અકથ કશાં સંવેદન કરતી,
સ્વપ્નમહીં સૃષ્ટિ આ સરતી,
ઉરમાં અભિસરતી.

## પુનરુત્થાન

•પૃથ્વી•

પ્રચંડ ભરતી ચડે જલધિમાં; કિનારે ધસે
તરંગગણ ઊછળી પ્રલયમેઘશા ઘૂમતા,
સમુદ્રમહીં રુદ્રતાંડવ મચાવતા ઊઠતા
મહાધ્વનિ, દિશા ડગે, ખડકતીર આઘાં ખસે.
ગ્રસે અતલ ગર્ભમાં સકલ જીવનો, ના શમે
અનન્ત યુગની ક્ષુધા જલધિની જરા તે છતાં;
દિશા સળગતી દિસે અનલ અંતરે ઊઠતાં;
શકે શું અવરોધી કો પ્રબળ ક્ષોભને આ સમે?

પ્રસુપ્ત શતકોથી ચેતન વિના રહી જે પડી,
થતાં પ્રગટ આત્મભાન, જડતા તજી, બંધનો
ફગાવી સઘળાં, વિરાટ જનતા ઊઠી. શું ચડી
અગાધ ભરતી? દવાગ્નિ સળગે ઉરે કારમો.
ધસે જીવનનો પ્રવાહ, ક્ષણ શૃંખલા ના ટકે.
પ્રજાશત પ્રજાળલોની કૂચ કોણ રોકી શકે?

# પ્રાચીન અવશેષોમાં

• પૃથ્વી •

વિલુપ્ત વિભવોતણા સ્મરણશેષ આ સ્થાનમાં,
પડેલ પગલી પુરાતન યુગોની જોતો ભમી,
વિમાસું મન કાલચક્રગતિ કેટલી કારમી!
અપૂજિત પડી રહેલ અવશેષ વેરાનમાં.
સમૃદ્ધ નગરો, અનેક રમણીય હર્મ્યો વળી,
મહા જનપદો, પ્રસિદ્ધ જગ ભવ્ય દેવાલયો,
પ્રશસ્ત ઇતિહાસમાં પરમ વિશ્વવિદ્યાલયો,
પુરાતન વિભૂતિ એ અતલ કાલગર્ભે ઢળી.

પરાક્રમ–પ્રસંગ ને સમરશૌર્ય, પ્રેમોર્મિની,
કથા શ્રવણ જે કરી, સ્મરણચિત્ર તેનાં સ્ફુરે;
ઊંડા અકથ વેદનાજનિત ભાવ જાગે ઉરે,
વિષાદમય લોચને નિરખું લુપ્તરંગો ભણી.
પ્રવેશ કરવા ચહું વિગત કાલની સૃષ્ટિમાં,
ન પન્થ નજરે પડે તિમિર વિસ્તરે દૃષ્ટિમાં.

## વિશ્વસંવાદ

• શાર્દૂલવિક્રીડિત •

ઘેરી અભ્રઘટા ગળી,
ગગનમાં સોહી રહી શર્વરી;
જાણે કો અભિસારિકા
વિચરતી ઉલ્લાસ હૈયે ધરી.
આવ્યો નાથ નિહાળતાં
નયનથી જ્યોત્સ્ના રહી નિર્ઝરી ?
શું એની મણિમેખલા
શરમમાં આકાશપન્થે સરી ?

પ્રેરે મન્દ તુષારશીતલ
હવા આહ્‌લાદ આમોદથી;
શી નિષ્પન્દ અગાધ શાંતિ
જગમાં વ્યાપી રહી ભાસતી !
જાણે સૃષ્ટિ સમસ્ત
આજ સુખનાં સ્વપ્નો નિહાળી રહી!
જોતો સુંદરતાસ્વરૂપ
સઘળાં હું એક જાગું અહીં.

વ્યાપે એક અમૂર્ત વિશ્વ-
ભરમાં સંગીતસંવાદ આ.

પામે સુંદર ભવ્ય રુદ્ર સઘળાં
તત્ત્વો તહીં એકતા;
એ સંવાદ વહે સનાતન સદા
આનન્ત્યના સાગરે.
વીણામાં સ્વર એ ભરું
વિરલ જે આજે સરે અંતરે.

# કીર્તિને

• શુભ્રપંક્તિ •

વિલીન કાલસાગરે સુવર્ણમંદિરો થતાં;
વિભૂતિ વિશ્વની શમી;
ગયાં અનેક આથમી
મહાન રાજ્ય; સર્વનાશથી ન કો બચે છતાં,
રહીશ નિત્ય હું ગણી સગર્વ સંચરે સદા.
તને હવે ન કીર્તિદા!
ચહીશ જીવતાં કદા.

અઘોર રક્તલાલસા શમાવવા જગે રચી
અનેક યાદવાસ્થળી;
લીધાં અસંખ્યનાં બલિ;
તથાપિ તૃપ્તિ ના થતી, પ્રણાશમાં રહી મચી;
સુરમ્ય સ્વપ્ન સૃષ્ટિનાં,
પ્રશાંત તેજદૃષ્ટિનાં,
લીધાં હરી હલાહલે. નિહાળ, આંસુડાં ઢળે
અખૂટ વિશ્વ લોચને.

સમૃદ્ધિ, નીતિન્યાયની પવિત્ર મૂર્તિ જે હણે,
પ્રશસ્તિ તેમની ભણે,
અનેક સ્મારકો ચણે.

પ્રશાંતતેજ સાધુ સત્પ્રવર્તકો ન ઓળખે;
ન તખ્તી તેમની લખે.

કિશોર મુગ્ધ કલ્પના, અનેક રમ્ય સોણલાં
રચી સદૈવ રાચતી,
કવિત્વપાંખ આવતી,
તદા જગાવી કીર્તિ તેં અદમ્ય એક વાસના.
ભવાન્ધકારમાં ભમી, શરીર આ ગયું નમી,
છતાં ન ઝંખના શમી.
રહી સદા સુદૂર ક્રૂર હાસ્ય તું કરે અહીં;
ન વંચના જતી સહી.

સત્પથે જતાં હવે મને સતાવ મા.
મરીચિકા બતાવ મા.
અપૂર્વ આત્મલક્ષ્યને નિહાળું એકચિત્તથી.
હવે કશી સ્પૃહા નથી.
શમી અશેષ શૂન્યમાં મનોરથો જતાં ભલે,
પ્રદીપ એક જો બળે,
કદાપિ સાધનાપથે જતાં ન ચિત્ત આ ચળે.

અગાધ મૌનમાં વિરામ નિત્ય ગાન પામતાં,
ગભીર શાંતિને તદા,
અભંગ રાખજે સદા.
અજાણ કો સ્થળે પડેલ ભસ્મ છો હશે રહી,
કદાપિ આવતી નહિ.
રખે અસત્ય આંસુડાં કલંક લાવતાં તહીં!

## અવ્યક્ત ભાવના

• દ્રુતવિલંબિત •

જીવનદીપશિખા પ્રગટાવતી,
ગગન ગાઢ તમિસ્ત્ર વિદારતી,
સલિલ શાંત સુષુપ્ત જગાડતી,
વિરલ વિદ્યુતરેખ વિરાજતી.

વિશદ દર્શન ધન્ય પળે તદા,
નયનને અભિરામ કર્યું થયું.
રુચિર ચાપ રચી ઉર ઇન્દ્રનું
ગહનમાં સહસા શમી એ ગયું.

વિવિધ વર્ણું લીધા અવતારવા
કવનમાં મુજ દર્શન નવ્ય એ.
ફરી ફરી રચના કરી, ભાવના
અકથ અંતરમાં રહી ભવ્ય તે.

નહિ વિશેષ વિધાન, કલા નહિ;
જીવનનાં સ્મરણો ધરતો અહીં.

# અવધૂત

• અંજની •

મધ્ય નિશાના પ્રહરો વાગે;
જગત સમસ્ત સુતું જડ રાગે;
એક અલખ જોગી આ જાગે;
ભિક્ષા શી માગે ?

જનતા શબ્દ સુણી એ જાગે
વિવશ દશા, કંકલતા ત્યાગે;
કૂચકદમ વધતી પથ આગે,
દીક્ષા લે યાગે.

# વિયુક્ત પંખી

ગુલબકી •

એકદા વસંતનું પ્રભાત રમ્ય ખીલતાં,
પંખી બે કિશોર આમ્રની ઘટામહીં મળ્યાં;
સ્નેહસ્વપ્નમાં ઉમંગ અંતરે ધરી ભળ્યાં,
જ્યાં અનેક પંખીડાં મળી મળી ઊડી જતાં.

એક એમ બોલતું: 'જુદા થશું નહિ કદા;
પાંખમાં ભરાવી પાંખ ખેલશું' વને સદા'.
અન્ય બોલનો ઝીલે ઉરે ઊડો પ્રતિધ્વનિ.
અલ્પ કાલ એમ બે વને રમ્યાં સુખી બની.

એકદા સવારના સુવર્ણપંખી કો તહીં
આવતાં ઊડી, સુણી સ્વરો સુરીલ ગાનનાં,
પ્રેમ શબ્દ બોલનાર પંખી એજ સાંજના
સંગમાં સુવર્ણપંખીની ગયું ઊડી કહીં.

ઘોર અન્ધકારની ઘટા બધે ફરી વળે,
શૂન્ય શાંતિમાં અચેત પખી એ ધરા ઢળે.

# અપૂર્ણ શોધ

• પૃથ્વી •

થશે તિમિર લુપ્ત અભ્રગણ અલ્પ થાશે કદા,
જશે . જવનિકા સરી નયનદીપને શોધતી,
સનાતન શુચિ પ્રકાશ મુજ દૃષ્ટિ જે શોધતી,
અવશ્ય મળશે, અખંડ ઉર સેવી શ્રદ્ધા સદા.
મહાજલધિમાં મનોરથભરી લઈ હોડલી,
દિગન્ત ઘૂમતો અલક્ષ્ય મુજ સાધવા લક્ષ્યને;
કરી ન ગણુના કદી ભય અનેકની મેં મને,
અરે! પરમ એ પ્રભા તદપિ નેત્રને ના મળી.

પડી વમળમાં ડૂબે તરલ હોડલી? તીર ક્યાં?
અસંખ્ય ઉરમાં અનિષ્ટ ભયઘોર શંકા ભમે;
સહાય પણ કોણ હોય પરિત્યક્તનો આ સમે?
વિનાશ, સઘળે વિનાશ નિરખું, રહે ધૈર્ય ક્યાં?
હવે સ્મરણ ઘોળતાં વિલય પામવું સાગરે;
રહી હૃદય! શોધવી સુભગ જ્યોતિ જન્માંતરે.

## દેવમાનવ

• અનુષ્ટુપ્ •

દિશા કાલ અને દેહ આત્માની ગતિ આવરે;
તમિસ્રા ઘોર શી ઘૂમે મોહની ભવસાગરે!

• ઉપજાતિ •

શેં પાર તેની ઊડવું અનંતે?
કાલાદિનાં બંધન કેમ ભેદવાં?
શેં પામશે આ પરિમેય દૃષ્ટિ
મનુષ્યની દર્શન વિશ્વસત્યનાં?

• અનુષ્ટુપ્ •

અશ્રુસાગરમાં ભાસે માનવો દ્વીપના સમા;
મર્યાદાઓ રચી જાતે નાખે નિઃશ્વાસ કારમા.

• ઉપજાતિ •

શી અલ્પતા પામર માનવીની!
કેવી અરે! આ જગવ્યાપી મૂર્છના!
જે દેવ જેવા વિભુરૂપ શજતા,
કરી રહ્યા કેવળ આત્મવંચના.

• અનુષ્ટુપ્ •

રચાતાં પ્રેમનો સેતુ ભિન્નતા પળ ના ટકે;
સ્ફુલિંગો પ્રગટી પાછાં અગ્નિરૂપ બની શકે.

• ઇન્દ્રવજ્રા •

જો ભિન્નતાનું લય ભાન પામે,
લોકાન્તરો પ્રેમગુણે ગુંથાશે,
ત્યાગે યદા માનવ અલ્પતાને,
ત્યારે મટી માનવ દેવ થાશે.

• અનુષ્ટુપ્ •

તમિસ્ર ભેદતી તેની દૃષ્ટિ આનન્ત્યમાં રમે;
વિશ્વદર્શનમાં ક્રાંત કાલાદિ બંધનો શમે.

## કલ્યાણપન્થે

• મિશ્રોપજાતિ •

અનન્તમાં જો શમી કાલયામિની;
સ્મિતાંશુ આરક્ત દિશામુખે લસે;
વિલુપ્ત માયાવરણો થતાં, અહો!
ખુલ્લાં થતાં દ્વાર ભવિષ્યનાં દીસે.

કલ્યાણની મંગલ દીપિકા ધરી
કો રેલવી શાંત પ્રકાશ આવતું;
પદે પદે ચેતનસ્રોત વ્હેતાં;
આ કોણ દિવ્યામૃત અત્ર લાવતું?

અગાધ છે આંખડલી સુધાભરી,
આશા અને ચેતન શા સ્ફુરાવતી!
સુષુપ્ત જાગે જગ સર્વ જોતાં
પ્રકાશરેખા તમ ભેદી આવતી.

જેની પ્રતીક્ષા કરી ઝંખતા ઉરે
ગાળી વિયોગે અતિ દીર્ઘ યામિની:
પ્રભાતના શાંત પ્રકાશમાં ત્યાં,
જોતી મહી મંગલમૂર્તિ ભાવિની.

રંગો નવા અંગ ધરે ધરિત્રી;
ખરી પડેલા વિભવે વધાવતી.
જગાવીને આત્મપ્રદીપ જોને
કલ્યાણુપન્થે વસુધા કરે ગતિ.

## ગાનવિરામ

• મિશ્રોપજાતિ •

એ ભવ્ય શું ગાન વિરામ પામે?
વીણા હવે ના સ્વરમૂર્તિ યોજશે?
શું વાદ્યના કોમલ સૂક્ષ્મ તારો
વિશ્વાનુકંપે ન કદાપિ ગૂંજશે?
એ ગાનથી જીવનગાન ભવ્ય
શું મૌનના સાગરમાં શમી જશે?

ના ગાન એ કો'દી વિરામ પામતું,
અખંડ એ અક્ષય જીવને વહે;
અવ્યક્તના ગાનમહીં ભળી જતું
ન માનવી કાં સ્થિતિભેદ એ સહે?

આ પૂર્વ આલાપ પૂરો થતાં હવે,
અશબ્દ સંગીત અગાધ ઉદ્ભવે;
અન્તઃશ્રુતિમાં સ્વરધાર એ સરે,
અનન્ત આકાશ પ્રસન્ન વિસ્તરે.

# પ્રેરણામૂર્તિને

• ઇન્દ્રવજ્ર-વંશસ્થ •

ઓ પ્રેરણા! જીવનશક્તિ ચેતના!
જો જીર્ણ આ મંદિર શૂન્ય સ્થાનમાં
પડી રહ્યું; રંગવિભૂતિ કાલના
શમી બધી આજ અગાધ મૌનમાં.
અહીં તહીં ખંડિત મૂર્તિઓ સખી!
આશા અને જીવનસ્વપ્નની પડી;
જોતાં શકે ના દગ આસ્ય ઓળખી;
ઘેરી તમિસ્રે ઘન એક દીવડી.

તું આવશે એ પ્રગટાવવા ફરી,
પ્રમાદજાળાં જડતા પ્રજાળવા?
સુષુપ્ત વીણાસ્વરને જગાડવા,
શું આવશે ચેતન પાત્રમાં ભરી?

ને દૃષ્ટિ ત્યારે ઊડશે દિગન્તમાં,
જ્યાં યામિની જાય શમી અનન્તમાં.

# મને છોડી જાશે?

· શિખરિણી ·

થશે આંખાં મારાં સ્મરણુ કદી છાયાવરણુમાં?
મને છોડી જાશે પ્રિયતમ સખે! વિસ્મરણુમાં?
નહિ આવાં આવાં વદ વચન તું જીવનસખી!
પ્રવેશી જો મારે હૃદય રટણા એક જ લખી.

ક્ષણો આવી રેખા અભિનવ રચીને વહી જતી,
પ્રિયે! પુષ્પોની એ સુરભિ સ્મરણોની રહી જતી.
થયા રંગો ઘેરા દિનદિન જતાં ને દૃઢ બની
છબી મારે હૈયે, નિરખી મૃદુતા આ નયનની.

નિહાળ્યાં આ તારાં નયન, મૃદુતા મોહક ભરી,
કદી મારી દૃષ્ટિ અવર વિષયે ના પછી ઠરી;
અશબ્દાનન્દે મેં અનુભવી સદા લોચનસુધા,
મને હાવાં લાગે સુભગ મધુરું સ્વપ્ન વસુધા.

હશે શૈલો ઊંચા, કળણુ, વગડા, કંટક હશે,
અસૂયા નિન્દાનાં નિશિત વચનો સ્વાસ્થ્ય હરશે,
જશે અંગો થાકી ધુતિ નહિ હશે આ નયનમાં,
તને રાખું નિત્યે તદપિ કુસુમોના શયનમાં.

કહે જુદું કો દી પરિમલથી શું પુષ્પ પડશે?<br>
રહે શા આધારે જીવન નહિ જો જીવન હશે?<br>
થશું જુદાં જ્યારે ક્ષણ પણ હશે અંતિમ અહીં,<br>
પ્રિયે! એકાત્માનું અધીર કરવા દર્શન તહીં.

## વીસામો દેજો

• અંજની •

વચમાં રાત પડી અન્ધારી,
વિકટ પંથ વળી વનનો ભારી,
અતલ નિરાશા હૃદયે ધારી,
વીસામો દેજો.

શેષ પ્રહર રજનીના ગાળી,
પ્રથમ કિરણ પ્રાચીમાં ન્યાળી,
માર્ગ મુસાફર જાશે ચાલી,
વીસામો દેજો.

# ટિપ્પણ

વર્ણુનાતીતઃ (પૃ.૧) જે વર્ણુનથી પર છે તે વર્ણુનાતીત. અભિરામ–સુન્દર. ચિત્રમાળા ઇ જુદાજુદા વર્ણો–રંગો (અક્ષરો) ગોઠવીને ચિત્રમાળા રચી. અક્ષરોની ચિત્રમાળા તે કાવ્યસમૂહ ચિદ્વ્યોમ–ચૈતન્યરૂપી આકાશ. મૃત્પાત્ર–માટીનુ વાસણુ. વર્ણુનાતીત વસ્તુને સ્થૂલ વાણી કેમ પકડી શકે?

મંગલદીપિકાઃ (પૃ. ૨) જગતમા માર્ગદર્શક કલ્યાણુકારક જ્યોતિ તે પરમાત્મા, તેવો જ માનવદેહમા રહેલો મગલ જ્યોતિ તે આત્મા. નિહારિકા–આકાશમાં ફરતા હવામય તેજસમૂહો, (જોડણીકોશ) જ્વલિત–પ્રકાશમાન. દ્યુતિમંડળ–પ્રકાશના વર્તુલો. અનસ્ત–કદી અસ્ત ન પામે તે કૃતિ–કૃતિન્–કૃતાર્થ. એક હૃદયમંદિરને ઉજાળે તોપણુ આત્મપ્રકાશ કૃતાર્થ જ છે. પ્રત્યેક આત્માને એમ સાક્ષાત્કાર થાય એટલે સમસ્ત વિશ્વ પ્રકાશમાન બને.

કવિતાનેઃ (પૃ. ૩) વિધુ–ચન્દ્ર. વિચિલેખા–તરંગોની હાર. કવિતાના ઉદ્ગમ સાથે જ એનામા વહન સ્વીકારવામા આવે છે, અને લાગણીના વહન કરતા એનું વહન મન્દ પણુ ખરુ. શૂન્ય સદન–આ વિશ્વ કવિતાની વિદાયથી કવિને તો વિશ્વ અન્ધકારમય જ લાગે ને' છતા જીવનમાથી કવિતા કદી લુપ્ત થતી નથી, થવાની નથી એ અન્તિમ સત્ય છે. વિભ્રમ–હાવભાવ પ્રમત્તાવસ્થા–ઘેલછાની સ્થિતિ, એક વસ્તુની સમાધિની ઘેલછા નિસર્ગ–કુદરત ત્હારો સ્પર્શ સુખદ છે અને હું પણુ એ સ્પર્શથી જગતને સુખદ બનુ છુ, અથવા ત્હારા સુખદ સ્પર્શે હું સ્વરોની રચેલી મૂર્તિરૂપ બનુ.

અગમ્ય ગાનઃ (પૃ. ૫) સમુદ્રના અવિરત ગાનમા કાઇ ગૂઢ રહસ્ય છે ખરુ? તળિયે ભરેલા મોતીને બહાર લાવનાર કોઈ મરજીવા એ રહસ્ય સમજાવે નહિ ત્યાં સુધી તો એ અગમ્ય જ રહેવાનું.

આશ્રમબારણે: (પૃ. ૬) પ્રાચીન ઋષિઓના આશ્રમોનું સ્થાન વર્તમાન કાળમાં વિદ્યાર્થીગૃહોનું અંશતઃ છે. જે વિદ્યાર્થીગૃહમાં ભાઇ અમીગામે અભ્યાસનાં વર્ષો દરમ્યાન નિવાસ કર્યો તેમાંથી વિદાયનો પ્રસંગ તે આ કાવ્યનો વિષય છે. વિદ્યાર્થીગૃહોમાથી અને શાળામહાશાળાઓમાંથી જીવનમાં પ્રવેશતા વિદ્યાર્થીઓ સન્મુખ 'Responsibility' શબ્દ તરવરતો એમ અમારા એક અધ્યાપક કહેતા. જવનિકા–પડદો. સાગર–માનવજીવનનો–સંસારનો. સુહૃદસંગ ઇ. અહીં કાન્તની "ફરી ત્હારી સાથે" ઇત્યાદિ પંક્તિઓ સ્મરણમાં આવે છે. પ્રકૃતિલાસ્ય–કુદરતનું કોમલ ભાવ દર્શાવતું નૃત્ય. તવારીખો–ઇતિહાસ. આર્ષગિરા–ઋષિઓની વાણી સંસ્કૃત ભાષા. સ્મૃતિદર્શનો–સ્મૃતિઓ અને દર્શનો–systems of India Philosophy. આજનાં વિદ્યાર્થીગૃહોમાં કેટલા યે જીવનસંબંધો બંધાય છે, એટલે એ છોડતાં જેટલો સ્નેહ તેટલું દુઃખ.

કલાનિધિને: (પૃ. ૮) કલાનિધિ–સકળ કલાઓનો ભંડાર–પરમાત્મા. વિશદ–શુદ્ધ. सत्यं शिवं सुन्दरम्–એ પરમાત્માનાં ત્રણ સ્વરૂપો. અવિરામ–અટક્યા વગર–અવિરત. સચરાચર–સજીવ અને નિર્જીવ–જડ અને ચેતન. અમથું–પ્રયોજન વિનાનું–નિર્દોષ. સંકલના–રચના. કાલાતીત–કાલથી પર –જેને કાલનો સ્પર્શ નથી થતો એવું. શ–શ્રી. અપૂર્ણ માનવના નિર્બળ શબ્દો પરમાત્માના અગમ્ય સ્વરૂપને કેમ વર્ણવી શકે? એટલે એ તો એ પરમ જ્યોતિનો અંશ ગ્રહીને પોતાને જ્યોતિષ્માન માની કૃતાર્થ બને છે.

પિતૃચરણે: (પૃ. ૧૦) અરવ–રવ વગરની, શાન્ત. ભવરણે–સંસારના રણમાં. પિતાનું સ્મરણ કર્તવ્યશીલ બનવા જગતને પ્રેરે—જગતના, વિસંવાદોમાંથી સંવાદનું દર્શન કરાવે એમાં જ એ સ્મરણની સાર્થકતા. 'શાંત ભુતિ' એક સાથે વાંચવા. પિતાએ વિકસિત કરી પણ પછી તો સંસારનાં પોષણ અને તાપને વશ બની મારે વનલતા.

સહચારઃ (પૃ. ૧૨) આભમાં રંગો હોય તેના તરંગોનું ધીમું નૃત્ય વાયુની ગતિથી ઉદ્‌ભવતું. ક્રાન્ત દષ્ટિ–બધું નિરખી શકે તેવી દષ્ટિ. સ્થૂલ સહચાર માનવને અરુચિકર નથી; પરંતુ સૂક્ષ્મ સહચારે એને અગમ્ય નથી. અને પ્રકાશમય સ્વરૂપમાં સહચારી આત્માનો સાક્ષાત્કાર થવાથી એ સૂક્ષ્મ સહચાર અનુભવાય છે.

વાદળીને: (પૃ. ૧૩) જે રીતની વાદળીની ભંભાવના કવિએ આલેખી છે તે પરથી વાદળીને આપણે પ્રિયતમાનું પ્રતીક ગણીશું? જલધરવર્ષણે –વાદળીને સંબોધન હોવાથી જલધર શબ્દના પ્રયોગથી ક્લિષ્ટતા પ્રવેશે છે. સદય–દયા સાથે.

સ્મૃતિઃ (પૃ. ૧૫) પરિમલસુધા–સુગન્ધરૂપી અમૃત. મલયજ–મલય પર્વત ઉપરથી આવતો સુખડની સુગન્ધવાળો પવન. કમલદલ (સમાસ છે). અમલ–સ્વચ્છ. અભિસરે–છાની રીતે સરે. તરલિત–તરલ બનેલું. વાસ્તવ–સાચું, ખરું. વિકલ–વ્યાકુળ. સ્મરણો જાગ્રત થતાં વાસ્તવિક જગત્ શમી જાય, એક નવી સ્વપ્નસૃષ્ટિ રચાય તે વખતે ગાનનો, કવિતાનો ઉદ્‌ભવ થાય એ સ્થિતિનું ચિત્ર અહીં છે. સ્વપ્નમાં પૂર્વે જોએલા અને અનુભવેલા પ્રસંગોને પણ અવકાશ છે જ.

પૂર્વેની યાદઃ (પૃ. ૧૬) વિશ્રંભે–વિશ્વાસના સ્થાનમાં, એકાન્તમાં. સ્મૃતિ-ફલક–સ્મૃતિ એ જ ફલક, ચિત્ર દોરવાનું પટ. નવ્ય–નવા. ચિદ્‌વ્યાપારો–ચેતનાની ક્રિયાઓ. પુલક–રોમાંચ. અકથ–ન કહી શકાય એવાં. આ પહેલાંના કાવ્યનો અને આ કાવ્યનો વિષય એક જ છે. પરંતુ અહીં કવિનું દર્શન અન્તના પદ્દકમાં જુદી દિશામાં સંક્રાન્ત થાય છે; કારણકે પેલા કાવ્યમાં સામાન્ય સ્મરણો કાવ્યનું ઉપાદાન કારણ છે અને અહીં વ્યક્તિવિશિષ્ટ સ્મરણ ઉપાદાન છે,એટલે જ કાવ્યનો અન્ત પ્રેમનિર્વાણના દર્શનમાં આવે છે.

શૈશવનાં સ્મરણોઃ (પૃ. ૧૭) બાલજીવનની નિર્મળ વહતા પ્રવાહ સાથે

સરખામણી સ્વાભાવિક જ છે. દિગન્તરાળે–દિશાઓના અવકાશમાં. પરીઓની વાર્તાઓ બાળકોને કેટલી પ્રિય હોય છે! સ્નિગ્ધ–સ્નેહાળ. માનવજીવનમાં બાલ્યનો કાળ કેટલો? 'ઉષાના ક્ષણભર રમી વિરમતા ઉલ્લાસો' જેટલો. બાલજીવન પુનઃ મળે એની ઝંખના પ્રૌઢ માનવીમાં થતી હશે ખરી? હા, એ ઝંખના જશે ત્યારે બાળકમાંથી મળતો માનવીનો આનન્દ પણ લુપ્ત થશે.

મુક્તાત્માને અંજલિઃ (પૃ. ૧૯) પંડિત મોતીલાલ નહેરુનું અવસાન એ આ કાવ્યનો પ્રસંગ છે. વિશ્વાત્મા–વિશ્વ એટલે હિન્દજનનું પરિમિત વિશ્વ. આશાને દરવા માટે જે વ્યક્તિઓ આધારભૂત હોય તે જતાં આશા પણ રડે અને તેને ફળીભૂત કરવાના પ્રયત્નોનું ક્ષેત્ર તે યજ્ઞવેદી ભીંજાય–એવું ચિત્ર છે. આનન્ત્ય–અનન્તતા, આત્માના જીવનની. સ્વાતંત્ર્યના પ્રતીક સમો ત્રિરંગી ધ્વજ ઠેરઠેર ફરફરે એ સ્થિતિ નિહાળવાની પંડિત મોતીલાલ નહેરુની આકાંક્ષા હતી એ વિદિત જ છે. શુભ્રતા–શુદ્ધતા, સ્વચ્છતા–દેહની તેમજ ગુણોની; કીર્તિની પણ ખરી. એમના જીવનનો અને મૃત્યુનો સંદેશ હિન્દજન માટે તો એક જ કે સ્વાતંત્ર્યયજ્ઞ પૂર્ણ કરવો.

સ્મિતસુધાઃ (પૃ. ૨૧) મંજુ–સુંદર. સ્વપ્નપ્રદેશ–વાસ્તવ જગતથી ભિન્ન, કલ્પના દ્વારા રચાએલો પ્રદેશ.

સ્વપ્નભૂમિઃ (પૃ. ૨૨) પ્રણયાર્દ્ર–પ્રેમભીનું. સંમોહ–ગાઢ મોહ, અજ્ઞાન. વંચના–છેતરપિંડી. નિર્ઝરો–ફુવારા. કવિકલ્પિત સ્વપ્નભોમ જગતથી દૂર જ હશે! જેટલે અંશે આધારહીન તરંગો કે અવાસ્તવિક તત્ત્વો જગતની દૃષ્ટિએ એ ભૂમિની રચનામાં હોય તેટલે અંશે એ જગતથી દૂર જ; નહિંતર એવી સ્વપ્નભોમ પણ આ જગતને કોઈ ખૂણે જ સંભવે ખરી.

વિસ્મૃતિઃ સ્મરણો હમેશાં મધુર જ હોય એવું આ જગતમાં ક્વચિત્ જ બને છે. જેમ ઊર્મિને ઉછાળે એવાં સ્મરણો હોય તેમ ઊર્મિને ગૂંગળાવે,

શમાની દે એવાં સ્મરણો પણ હોય છે, અહીં બીજા પ્રકારનાં સ્મરણોનો ઉલ્લેખ છે. ગગનમા ઘૂમતી મેઘઘટા દૂર થશે પણ હૃદયમા જામેલી દુઃખદ સ્મરણોની ઘટા કદી નહિ ઓછી થાય! મેઘઘટા કરતાં પણ આ સ્મરણો વધારે ગાઢ છે.

એકલ સાથીઃ (પૃ. ૨૪) ઓથાર–બીહામણા સ્વપ્નથી હૃદયને ગુંગળાવતો ભાર. સૂને આ ઉરસાગર મ્હારે–શૂન્ય હૃદયસાગરમાં સ્નેહીના સ્મરણો આધાર આપનારાં બને છે.

પ્રેમસંભવઃ (પૃ. ૨૫) માનવની માનવતાને જગાડનારાં તત્ત્વોમાંનું એક તે પ્રેમ એવો અર્થ આ કાવ્યમા છે. વહન ન હોય ત્યારે ક્ષોભને વધારે અવકાશ છે. જે ઝંખતાં અનેક રજની અનિદ્ર ગઇ તે સ્પર્શની અનન્ય ધન્ય ક્ષણ આવી.

સૌન્દર્યદર્શનઃ (પૃ. ૨૬) જન્માન્તરોથી–બીજા જન્મોથી, પૂર્વજન્મોથી. સૌન્દર્યદર્શનથી કયું રસિક હૃદય ઉન્મત્ત થઈ નૃત્ય નથી કરતુ? એ પ્રશ્ન રજૂ કરીને પછી આવતી પંક્તિઓમા એ ઉન્મત્તાવસ્થાનુ આછુ ચિત્ર આલેખવાનો પ્રયત્ન છે. આનન્દના અને વળી પ્રેમાશ્રુઓ? કંઈક ગૂચવાડો લાગે છે. અનામી–જેનુ નામ નથી, જેને નામ અર્પી ન શકાય એવુ. ધન્ય જીવનસ્વપ્ન હો! એ ઉદ્‌ગાર પછીની છેલ્લી પક્તિ નિરર્થક એટલે જ નબળી લાગે છે.

સુવર્ણપંખીઃ (પૃ. ૨૭) આ કાવ્યની શબ્દરચનામાં સ્વ ગોવર્ધનરામભાઇએ **Vicar of Wakefield**મા આવતી પક્તિઓના કરેલા ભાષાન્તરની છાયા સ્પષ્ટ જ છે. વિષયમા પણ પ્રવાસના બીજ પૂરતું સામ્ય અવશ્ય છે, છતા સમગ્ર સંભાવનાથી કાવ્યનુ સ્વતત્ર વ્યક્તિત્વ બધાય છે ખરુ. સુવર્ણપખી તે સંસારમા માનવીને લલચાવનાર મોહની અસ્થિર ચમક. માનવીનો પોતાનો દીવો ઝાખો બળે તે ક્ષણે મોહની અસ્થિર ચમક

એને લલચાવીને વિમાર્ગે દોરી જાય માટે એ અમરધામનો માર્ગ દર્શાવવા દિવ્ય જ્યોતિને વિનવે છે.

કલ્પનાને: (પૃ. ૨૯) કલ્પના સૂક્ષ્મ છે એટલે એનું વર્ણન કરવા પાઠો આશ્રય તો કલ્પનાનો જ લેવો પડે ને? કુસુમવસના–કુસુમ વસન (વસ્ત્ર) છે જેનાં તે. મને–મનમાં. સુદર્શને–કલ્પનાને સંબોધન લેવું કે સુન્દર દર્શનથી એમ તૃતીયાનો અર્થ લેવો? કલ્પનાને સ્થળકાળનું બંધન નથી માટે જ કશું અગમ્ય નથી. વિવશ–વિહ્વળ. ઘડીભર ચમકીને વાદળાંમાં શમી જાય એવી કલ્પના હોય તો શા કામની? સુગન્ધ પુષ્પના અણુએ અણુમાં વ્યાપ્ત હોય તેમ હૃદયમાં વ્યાપી રહે એવી કલ્પના કવિ વાંછે છે. અને કલ્પનાની સર્જનશક્તિ એવી તીવ્ર છે કે વાસ્તવિક જગતની પંછી પરવા પણ ન રહે.

ઝંખના: (પૃ. ૩૦) સુભગ–સુન્દર, આનન્દદાયક. અરવ–અવાજ વગર. પ્રથમની બાર પંક્તિઓમાં ઝંખનાનું ચિત્ર છે. છેલ્લી બે પંક્તિઓમાં ઝંખનાનો વિલય નથી પણ એના આવિર્ભાવના એક સ્વરૂપનું જ સૂચન છે.

ઉદ્‌બોધન: (પૃ. ૩૧) ઉદ્‌બોધન–જાગ્રત કરવું તે. પરમાત્મા તો જડ ચેતનમાં બધે છે. ત્રીજા શ્લોકમાં યજ્ઞના અગ્નિના ધૂમાડાથી ઝાંખી પડેલી આંખ અગ્નિનું તેજોમય સ્વરૂપ જોઈ શકતી નથી, પણ આત્મદૃષ્ટિ આગળ આખા જગતનું અંધારું નાશ પામે છે એમ કહ્યું છે: આમાં કર્મમાર્ગ કરતાં જ્ઞાનમાર્ગ ઉત્કૃષ્ટ છે એમ કહેવાનો કવિનો આશય જોઇશું? ભર્ગ–પ્રકાશ. સંકીર્ણ–વેરણછેરણ થએલા, એકબીજા સાથે ભળી ગએલા. પાર્શ્વમાં–બાજુમાં. મૃગતૃષ્ણિકામાં–મૃગજળમાં. સાધનો, સિદ્ધિ, સાધક બધુ એક જ્યાં–અખેગીતામાં આ વિચાર જ્ઞાન, જ્ઞાતા અને જ્ઞેયની એકતારૂપે આલેખાએલો મળે છે.

ચાચનાઃ (પૃ. ૩૩) સુખાસન—આરામથી બેસવાનું આસન. દીપશિખા પ્રગટે—અહીં અને અન્યત્ર ઘણે સ્થળે આ સંગ્રહનું નામ 'દીપશિખા' કેમ સૂઝ્યું તેનું સૂચન મળે છે. પગથી—પગદંડી. અંધતમિસ્ર—ગાઢ અંધકાર. કૃતિ—કૃતાર્થ. ત્હેં પુષ્પ વાળમાં (અલકે) ધારણ કર્યું એ પ્રસંગનું સ્મરણ માત્ર મ્હારા બાકીના જીવનને કૃતાર્થ બનાવવા બસ છે.

રાજહંસનેઃ (પૃ. ૩૫) મુક્તામય—મોતીથી ભરેલો. કિસલય—કોમળ પલ્લવ. હંસને આત્માનું પ્રતીક માનવામાં આવે છે. અહીં પણ સંસારમાં અવતરેલા પરમાત્માસ્વરૂપ માનવઆત્માને સંબોધન ઉદ્દિષ્ટ લાગે છે.

ઊર્ધ્વ પ્રયાણઃ (પૃ. ૮) વરેણ્ય—ઉત્તમ, શ્રેષ્ઠ. ભર્ગ—પ્રકાશ. નિસર્ગ—કુદરતની. શૈલશૃંગો—પર્વતનાં શિખરો. શાશ્વત—સનાતન, સદાનું. માનવ આત્માનું ધ્યેય તે વિશ્વવ્યાપી ચૈતન્યમાં એક થવાનું, જે ચૈતન્યમાં દિશા, કાલ સર્વે શમાઇ જાય છે. પણ એ પદ પાર્થિવ જીવનથી બહુ ઊંચું છે, માટે ઊર્ધ્વ પ્રયાણ.

સરિતાનેઃ (પૃ. ૩૭) દરેક પક્તિના ચૌદ ચૌદ માત્રાના બે ખંડો કરી યોજના કરી છે. પરંતુ હરિગીતમાં બંને પંક્તિઓના અંતમાં પ્રાસની અપેક્ષા રહે છે, એટલે અંતર્ગત પ્રાસ યોજવા જતાં ચારે ખંડમા સમાન સ્વરો આવ્યા છે. ઉત્સંગ—ખોળો. વસન—વસ્ત્ર. તરલે—તરલ, ચપળ. શુચિહાસિની—સ્વચ્છ (શુચિ) છે હાસ્ય જેનુ તે. કલભાષિણી—ધીમો, મધુર ધ્વનિ કરતી. વહતી સદા નિજ રંજને—ત્હારા આનન્દમા મસ્ત બનીને સદા વહે છે. જલશીકર—પાણીના કણ. અનુરોધ—વિનંતિ; પર્વતના શિખરો વગેરે નદીને રોકવા પ્રયત્ન કરે તે સ્વજનોનો અનુરોધ. અવરોધ—અટકાવવું તે. જીવનધન શોધવા શા માટે ? જીવનધન અર્પવા નહિ ? કે પ્રિયતમમાં—સાગરમા એ પોતાનું જીવનધનનુ તત્ત્વ લોપ પામેલુ દેખે છે ? સમુદ્રમાં લય પામવું એ ત્હારું ધ્યેય, એ સિવાય બીજી આકાક્ષા ત્હારા

જીવનમાં જણાતી નથી.

જીવનશિલ્પકારઃ (પૃ. ૩૯) શ્રી. ઉમાશંકર જોશીએ 'વિશ્વશાંતિ'માં ગાંધીજીને કલાકાર કહ્યા છે એ વાતનું અહીં સ્મરણ થાય છે. અહીં પ્રત્યેક માનવી પોતાના જીવનની મૂર્તિ ઘડનાર શિલ્પકાર થાય એવો આશય કવિનો છે.

મિલનઃ (પૃ. ૪૦) અમૂર્ત–જેને મૂર્તિ, સ્થૂલ સ્વરૂપ નથી તે. સ્વસ્થિતિ તે જ સ્વર્ગ, કારણ કે તેમાં દિવ્ય ગાનના સ્વરો સાથે જગત તન્મયતા અનુભવે છે. પ્રણયામૃત પીતાં તૃપ્તિ કેમ સંભવે? માટે જ અતૃપ્ત. સુરખી–લાલાશ. જ્યોતિષ્પથે–તેજને મારગ. 'પૂર્વની યાદ' કાવ્ય સાથે આ કાવ્યનો ભાવ સરખાવવા જેવો છે.

મૃગજળઃ (પૃ. ૪૧) પોતાના જીવનનું ધ્યેય શું છે એ સમજાયા વગર મનુષ્ય સંસારમાં તૃષ્ણાઓ પાછળ ફાંફાં મારે છે એ પ્રધાન ભાવ આ કાવ્યમાં છે. વિજન–જન વગરનું. કલહવિષ–કલહરૂપી ઝેર. અવસર મહા–આ માનવ અવતાર.

દર્શનઃ (પૃ. ૪૨) અશરણ–જેને કોઈનું શરણ નથી એવો. વ્યગ્ર–વ્યાકુળ. મૌક્તિકો શાં–મોતી જેવાં. 'સૌન્દર્યદર્શન' કાવ્ય સાથે આ કાવ્યનો ભાવ સરખાવવા જેવો છે. કવિતાદેવીનું સ્વપ્નોના દિવ્યરંગી રથમાં આગમન અને એના દર્શનથી કવિહૃદયમાં ઉદ્ભવતો ક્ષોભ બીજા અને ત્રીજા શ્લોકમાં છે. કવિતાના ગાનથી સમસ્ત જગત જાગી જાય છે— જાગૃતિ દ્વારા એટલી તદ્રૂપતા કવિ જગત જોડે સાધે છે.

નિર્દોષ અજ્ઞાનઃ(પૃ. ૪૪) મૃત્યુનું ભાન જેની નિર્દોષતાને કલુષિત નથી કરતું એવા બાળકનો વિધવા માતા સાથેનો સંવાદ આ કાવ્યમાં છે. આસ્ય–મોઢું. કાળના મહાસાગરમાં લુપ્ત થએલું પ્રેમમોતી તે પતિ. કો

સ્મરણ શા માટે? સૌ સ્મરણ વધારે ઉચિત નહિ? બાળક અંતે રડે છે પણ તે માત્ર માતાની આંખોમાં આંસુ જોઈને જ.

**સ્વપ્નઝાંખીઃ** (પૃ. ૪૫) વાસ્તવ જગતથી ભિન્ન સ્વપ્નસ્થિતિમાં કાવ્યોત્પાદક અંશ કવિને પ્રબળ લાગે છે એમ ઘણાં કાવ્યો જોતાં દેખાય છે. આ કાવ્યમાં પણ એ પ્રમાણે દેખાય છે. પાદામ્બુજો—ચરણકમળ. રજત—રૂપેરી. પ્રત્યભિજ્ઞા—ઓળખ. વિશ્રબ્ધતા—એકાંત. જ્યારે રસનું આલમ્બન પ્રત્યક્ષ ન હોય ત્યારે રસોત્પાદક સ્થિતિ સ્વપ્ન જેવી બને એ સ્વાભાવિક જ છે.

**દીપશિખાઃ** (પૃ. ૪૬) સંગ્રહના નામકરણનું બીજ આ કાવ્યમાં તો સ્પષ્ટ જ છે. સર્જકશક્તિને ચેતન અર્પનાર તત્ત્વ દીપશિખાને ઝળહળાવે છે—નહિતર તો દીપ હોય તો પણ શિખા વગરનો નિસ્તેજ. શૂન્ય સદન—કવિતાનો ઉદ્ભવ થયો તે પહેલાનું કવિનું હૃદય. અતલ—જેનું તળિયું દેખાતું નથી એવું ઊંડું.

**ઉરના ઓથારેઃ** (પૃ. ૪૭) 'એકલ સાથી' કાવ્યના ભાવ સાથે આ કાવ્યના ભાવનો વિરોધ સ્પષ્ટ જણાશે. સાથી ન હોય ત્યારે ઓથારનો ભાર જ જીવનમાં અનુભવાય છે.

**અર્ઘ્યઃ** (પૃ. ૪૮) કાનને—વનમાં. અવની અને આકાશ ક્ષિતિજમાં એકત્વ સાધે છે તે વખતે સંધ્યા એ જીવનઐક્યને અર્ઘ્ય ધરે છે, એનું પૂજન કરે છે. એવું જ હૃદયનું પરિષ્વજન, તે પછી ઉદ્ભવતું ઐક્ય છે પરિષ્વજન—આલિંગન, ભેટવું તે. અને એ હૃદયઐક્ય સમયે જીવનઅર્ઘ્ય અર્પી એ એકાત્મભાવનું પૂજન કરે છે.

**પ્રેમ અને મૃત્યુઃ** (પૃ. ૪૯) પ્રથમની ૭ પંક્તિઓમાં પ્રેમનું, પછીની ૭ પંક્તિઓમાં મૃત્યુનું ચિત્ર છે. પ્રેમપન્થ પણ સરળ નથી; એ માર્ગ-

માં પણ આશાનિરાશા છે. તેમ મૃત્યુના સપાટામાંથી બચનારા પણ વિરલ જ. તો પછી પ્રેમને ઇષ્ટ ગણનાર માનવી મૃત્યુમાં ભયાનકતા આરોપી એનાથી શાને ડરતો હશે? બંને નવજીવનનાં દ્વાર તો ખરાં જ ને?

નવસર્જનઃ (પૃ. ૫૦) નિનાદ—સતત અવાજ. ઘનજૂથ–વાદળાંનાં ટોળાં. ગહ્વરે–ખાઇમાં, ખીણમાં. અષ્ટકમાં સર્જન પૂર્વેના વિનાશનું ચિત્ર છે, અને સર્જન કાળની વેદનાનું પણ સૂચન છે. પછી સ્વાભાવિક જ પ્રશ્ન ઊઠે છેઃ આ બધો વિનાશ અકારણ તો નહિ હોય? એનો ઉત્તર પણ તત્કાળ મળે છે. પ્રલય તો મલિનતાનો છે—નવી સૃષ્ટિ માટે અવકાશ કરવાને.

સ્થિત્યન્તરઃ (પૃ. ૫૧) એક સ્થિતિમાંથી બીજીનો ઉદ્ભવઃ પ્રથમ સ્થિતિ પહેલા શ્લોકમાં છે, બીજી સ્થિતિ બીજા શ્લોકમાં છે.

અપૂજિત પ્રતિમાઃ (પૃ. ૫૨) દિશાની ગુહાઓમાં ધ્વનિ ઊઠે છે, તેના પ્રતિધ્વનિ થાય છે અને એ અવાજોની પરમ્પરા અનન્તતાના મંડપમાં વ્યાપી જાય છે. આમ પ્રથમ શ્લોકમાં સનાતન કાળનું સૂચન છે. વિભૂતિ —સમૃદ્ધિ. અવશિષ્ટ–બાકી રહેલું. અપૂજિત–વણપૂજાએલી મૂર્તિમાં આપણે વિધિસર પ્રાણપ્રતિષ્ઠા કરીએ, પછી એ પ્રાણ કેમ ઊડી જાય? અહીં તો સમસ્ત ભૂતકાળ જ એ મૂર્તિમાં પ્રાણરૂપે વસીને ઘૂમતો કલ્પ્યો છે. અશ્રાવ્ય—ન સંભળાય એવા. ભૂતકાળ વર્તમાનને જોઇને ઊંડી વ્યથા અનુભવે છે.

આશ્વાસનઃ (પૃ. ૫૩) વિનોદવચ–વિનોદના શબ્દો. સુવર્ણદિન–સોનાના દિવસો, કિશોરાવસ્થાના ઉલ્લાસના. પ્રકાશ કિરણો (સમાસ છે). કર્મ-સંન્યાસ–કામ્ય કર્મોનો ત્યાગ. સાધનાપથ–સિદ્ધિના યત્નોનો માર્ગ. શલ્ય–કાંટા, બાણ. સ્પૃહાજનિત–તૃષ્ણામાંથી જન્મેલ. સદાતન–સદાકાળ માટેની. ધતિ–(ધૃતિ વાંચવું)-ધૈર્ય. અકામ–કામના વગરનું. નિષ્કામ કર્મમાં જ સિદ્ધિ છે એમ કહેવાનો આશય છે.

અદૃષ્ટને: (પૃ. ૫૪) જે અદષ્ટ તત્ત્વ માનવજીવનનો દાહ શમાવવાને સમર્થ છે તેના અરૂપ–સૂક્ષ્મ સ્વરૂપને આ કાવ્યમાં સંબોધન છે. એ તત્ત્વ સર્વવ્યાપક છે છતાં એનો સાક્ષાત્કાર જીવનની કોઇ ધન્ય ક્ષણોમાં જ થાય છે, નહિંતર તો એનો વિરહ સૌન્દર્યપિપાસુ અન્તરને સાલ્યા જ કરે છે. અનભ્ર—વાદળાં વગરનું. વિહંગમના રસકૂજનમાં એમ અન્વય લેવાનો છે. વપુમાં–શરીરમાં. ઝંખન–ઝંખના. વિરહાનલ–દયારામ જેવો ભક્તકવિ જેને પ્રેહેતાપ કહે છે તે. એ અદષ્ટ તત્ત્વ વાદળી બનીને અંતરમાં વરસે એમાં એ તત્ત્વનું પ્રેરણાસ્વરૂપ કવિ સૂચવે છે.

નિશા અંધારીનાઃ (પૃ. ૫૬) જીવનદીપ ઝાંખો થતો હોય, ભાવિમાં મૃત્યુના ભણકાર સ્પષ્ટ સંભળાતા હોય છતાં આશાનો સનાતન સૂર લય પામતો નથી એવો ધ્વનિ આ કાવ્યમાં છે. પણ એ આશા શાની? કવિને સંવાદી ગીતધ્વનિથી જગતનો અન્ધકાર દૂર કરવા સિવાય બીજી શી આશા સંભવે?

સ્વયંભૂ પ્રેમાગ્નિઃ (પૃ. ૫૭) સ્વયંભૂ–પોતાની મેળે જ ઉત્પન્ન થતો. તાદાત્મ્યે–તદ્રૂપતામાં. વનોત્સંગે–વનના ખોળામાં. વિશ્વનિયમે–પ્રેમના વિશ્વવ્યાપક નિયમે. રુચિર–સુન્દર. રજતકુસુમો–રૂપેરી ફૂલ. નવોન્મેષ–નવી જાગૃતિ, નવો પ્રકાશ. પુરાના–અગાઉના. પ્રેમની ભરતી પણ ઓસરી જતી હશે શું? ના, જીવનની કેટલીક ક્ષણોમાં તો એ ભરતીનો સાક્ષાત્કાર થાય જ અને સંયમ-સ્વભાવગત વ્યાવહારિક સંયમ પણ તે ક્ષણે ન ટકે.

ભૂતયોગીઃ પૃ. ૫૮ ભૂતકાળ પોતે જાણે કોઇ યોગીનું સ્વરૂપ ધારણ કરીને તપઃસાધના કરતો બેઠો હોય એવું આલેખન આ કાવ્યમાં છે. અથવા પ્રાચીન કાળનો કોઈ યોગી તપ સાધતો બેઠો હોય એવો અર્થ પણ ઘટાવી શકાય. પ્રથમ અર્થ જ ઉચિત લાગે છે. ઘનતિમિરદલ–વાદળાંઓનો સમૂહ. યામિની–રાત્રિ. કંદરા–ગુફા. મુરજ–મૃદંગ. મંદરા–

મંદ, ગંભીર. ભૂતકાળ વર્તમાનની જાગૃતિની અપેક્ષા રાખી ઊભો છે. 'અપૂજિત પ્રતિમા' કાવ્યમાં સંક્રમિત થએલો ભાવ અહીં પણ સૂચિત છે.

રુચિભેદઃ (પૃ. ૬૦) સ્વર્ગંગા–આકાશગંગા. વિધુવદન–ચન્દ્રનું મુખ. બે ભિન્ન જીવનપ્રવાહનાં ચિત્ર આ કાવ્યમાં છે, અને એ બે યુત–જોડાએલા ન બને તો સુયુત તો કેમ જ બને ?

નર્તકીનેઃ (પૃ. ૬૧) મશહૂર આના પાવલોવાનું નૃત્ય જોયા પછી આ કાવ્ય લખાયું છે. જેમણે પાવલોવાને નૃત્ય કરતી જોઈ હશે તેમને હજુ પણ એની નૃત્ય કરતી મૂર્તિ પ્રત્યક્ષ થતી હશે. પાવલોવા ભલે ગઈ; એનું નૃત્ય હજી સૂક્ષ્મ રૂપે જીવે છે. લાસ્ય–કોમળ નૃત્ય. આ કાવ્યમાં નૃત્યનું શાસ્ત્રદર્શન નથી. નૃત્ય જોતાં રસિક ઉરમાં જે ભાવ જાગે તેનું જ આલેખન છે. નૃત્યની જમાવટ થતાં સમગ્ર વાતાવરણ એ નૃત્યના ધ્વનિથી ભરાઇ જાય અને સ્થૂલ દેહ એ વાતાવરણમાં લુપ્તવત્ થઇ જાય, ત્યારે સત્ય–કળાનું હાર્દ અને સૌન્દર્ય પ્રત્યક્ષ થાય. શબ્દોનો સ્થૂલ દેહ પણ જેને ન જોઇએ એવું ધ્વનિમય કાવ્ય તે નૃત્ય. તેથી જ આટલું આટલું આલેખન કર્યાં છતાં અન્તે તો ખરૂં ચિત્ર હૃદયમાં જ શમાવી રાખવું પડે છે.

સ્વપ્નવિલયઃ (પૃ. ૬૩) સ્વદર્શનની ઝાંખી માટે મનુષ્ય જીવનમાં તલસતો હોય, કોઇ ધન્ય ક્ષણે એ ઝાંખી થાય, એ મધુર સ્વપ્ન એણે જોયું ન જોયું ત્યાં તો લુપ્ત થઇ જાય—આવું ચિત્ર આ કાવ્યમાં છે. નિષ્પ્રભ –તેજ વગરના. દેહના થાકથી અંતરની ઝંખના શમી છે કહીં ? દગ–દષ્ટિ. આન(આર્ત વાંચવું)–દુઃખી. પાર્શ્વમાં–બાજુમાં. પ્રતનુ–ન્હાનું, કોમળ.

અંધ દશાઃ (પૃ. ૬૫) ધીમે ધીમે ચર્મચક્ષુનાં તેજ હરાઈ જતાં લાગે ત્યારે મનુષ્યને આંતર ચક્ષુ ઉઘડે તે માટે ઉત્કંઠા જાગે છે. ચક્ષુનાં તેજનો અસ્ત એ જ જીવનદીપની જ્યોતિનો અસ્ત. અંધકારમાં જીવન વીતાવવું

એ વિચાર જ કેટલો દુઃખદ છે! નેત્રો ગયાં? ભલે. નહિનર પણ હૃદયમાં રહેલાં રત્નો અને ચૈતન્યના આકાશનાં તેજોમય સ્વરૂપો જોવામાં એ શા કામમાં આવત!

**મુક્ત પંખીઃ** (પૃ. ૬૬) વિતત–દીર્ઘ ફેલાએલું. માતરિશ્વા–પવન. આર્તવી–ઋતુઓનો. પંખી આત્માના પ્રતીક તરીકે કવિના મનમાં છે. માનવ સંબન્ધોથી મુક્ત થઇને આત્મા યથેચ્છ ઊર્ધ્વ વિહાર કરે છે. ઊર્ધ્વ–ઊંચે.

**ક્યાં જનની શોધે?** (પૃ. ૬૭) ભાલે–કપાળમાં. પહેલા શ્લોકમાં 'રમતું જે કાલે' એ શબ્દો માતા મૃત બાળક ઉપર હેત વરસાવે છે એમ સૂચવે છે. બાળકના નિર્દોષ હાસ્યનું સ્મરણ કવિએ ચિરંજીવ ગણ્યું છે.

**મંગલ પ્રભાતઃ** (પૃ. ૬૮) જગનાશિની–જગતનો નાશ કરનારી. પ્રલયકાલજ્વાલા–પ્રલય વખતની ભયંકર અગ્નિની ઝાળ. સહસ્રફણ–હજાર ફેણ. કલહઅભ્ર–કલહ, કંકાસરૂપી વાદળા. માર્ગદર્શક તારકો–બુદ્ધ, ઈસુ, શંકર વગેરે. સ્મરણશેષ–સ્મરણ રૂપે જ બાકી રહ્યાં. અનિષ્ટ પન્થ તે વિલાસ અને અધિકારમદનો. પરાપર–પારકું અને પોતાનું. રુગ્ણ–રોગથી પીડાતા. સર્વત્ર દુઃખની ચીસો સંભળાય એ ચીસોમાંથી જ પ્રશ્ન ઊઠે છેઃ 'ક્યાં હરિ?' આ પ્રશ્નનો આશાસ્પદ ઉત્તર શ્રદ્ધામાંથી મળે છે. એ શ્રદ્ધા માત્ર ભૂતકાળની સમૃદ્ધિમાંથી જાગ્રત થએલી નહિ પણ વર્તમાનના દર્શનથી ઉદ્ભવેલી શ્રદ્ધા. પૂર્વ–પૂર્વ દિશા–પૂર્વના દેશો એવો શ્લેષ પણ ગમ્ય છે.

**સ્વપ્નોને શોધવાં ક્યાં?** (પૃ. ૬૯) જે સ્વપ્નસ્થિતિનો ઉલ્લેખ કવિતાની ઉત્પાદક અને પોષક ભૂમિ તરીકે બીજાં કેટલાક કાવ્યોમાં પણ છે તે સ્થિતિ ક્યાં મળે? બેશક વાસ્તવ જગતથી દૂર નહિ તો ભિન્ન તો એ સ્થિતિ છે જ. મુખરિત–ધ્વનિવાળા. માધવી–વસંત ઋતુની લતા.

મુકુલિત–પ્રફુલ. સૃષ્ટિના કોલાહલમાં સ્વપ્નોને ક્યાં શોધવાં? ઉત્તરનું કંઈ સૂચન પહેલા બે શ્લોકોમાં છે.

પંથવિભેદ: (પૃ. ૭૧) ચિત્રાવલિ–ચિત્રોની હાર. અષ્ટકમાં પંથવિભેદ પડેલાંની સ્થિતિનું ચિત્ર છે. પ્રત્યેક માનવીના જીવનમાં સ્વજનના વિયોગની ઘડીએ જે ભાવ કે વિચાર ઉદ્ભવે તેનું આલેખન આ કાવ્યમાં છે. સ્વજન આપણને સ્મરશે એટલું આશ્વાસન પણ જીવનમાં ઓછું નથી.

રસોત્સવ વસન્તનો: (પૃ. ૭૨) વસન્ત એટલે જાગૃતિ, ચેતન, ઉલ્લાસની ઋતુ. વસન્તના અવતારનું ચિત્ર થોડી રેખાઓથી અષ્ટકમાં દોર્યું છે. કાળના મુખ ઉપર પણ ઉલ્લાસ તરવરે છે. ઉષા–રક્તિમા—ઉષાની લાલાશ. કોકિલાના ટહુકારમાં વસન્ત પ્રત્યેનો એનો પ્રેમ વ્યક્ત થાય છે. માનવજીવનમાં જાણે યૌવનનો સંચાર થાય છે. પણ કવિને અત્રે વસન્ત અપ્રસ્તુત છે. પ્રસ્તુત છે તે તો ષટ્કમાં આવે છે—એ તો હૃદય-મન્દિરે ઊતરેલી સનાતન વસન્ત–પ્રેમમૂર્તિને સંબોધે છે. શુભ્રવસના—શ્વેત વસ્ત્રવાળી શા માટે? ચિત્રવસના નહિ? કવિ પાસે એ વસન્તને ધરવા સ્વપ્નો છે અને એના સ્પર્શથી એ સ્વપ્નો ચેતનવંતાં બને એવી અભિલાષા છે.

એક સંવેદન: (પૃ. ૭૩) સ્રવતી–વહેતી. સમીરે–પવનમાં. પ્રથમ શ્લોકમાં શાન્ત નિશાનું વર્ણન છે. મલયજ–મલય પર્વત ઉપરથી આવતો સુખડની સુગન્ધવાળો પવન. અહીં પણ સ્વપ્નનો ઉલ્લેખ છે જ. સૃષ્ટિના ઉરમાં નિશા પ્રવેશી જાય છે, કવિના ઉરમાં પ્રેરણા પ્રવેશી જાય તેમ. સંવેદન –અનુભવ, લાગણીઓ.

પુનરુત્થાન: (પૃ. ૭૪) પુનરુત્થાન–ફરીને ઊઠવું તે. પ્રસુપ્તિની દશામાંથી જગતની જનતા જાગે છે તેનું ચિત્ર આ કાવ્યમાં છે. રુદ્રતાંડવ–શંકરનું તાંડવ નૃત્ય. ગ્રસે–ગળી જાય. અનલ–અગ્નિ. જલધિના પ્રચંડ તાંડવ દ્વારા

પ્રજાની જાગૃતિ ગમ્ય બને છે. જાગ્રત થએલી પ્રજાની કૂચ રોકવા કોઇ પણ સત્તા સમર્થ નથી એ સત્ય જ અન્તિમ પ્રશ્નમા સૂચવાયુ છે.

પ્રાચીન અવશેષોમાં: (પૃ. ૭૫) હર્મ્યો–મહાલયો. જનપદો–રાજ્ય, પ્રજા, દેશ. પ્રશસ્ત–પ્રસિદ્ધ, વખણાએલા. વિશ્વવિદ્યાલયો–નાલન્દા અને તક્ષશિલા જેવા વિદ્યાલયો. સમરશૌર્ય–યુદ્ધમા બતાવેલી બહાદુરી. વેદનાજનિત–દુ ખમાથી જન્મેલા. લુપ્ત રંગો–અદશ્ય થએલા રંગો. હિન્દનો ભૂતકાળ કેટલો સમૃદ્ધ હશે તેની કલ્પના શોધાએલા અવશેષો દ્વારા થાય તે કરતા વણશોધાએલાં અવશેષો દ્વારા કેટલી ભવ્ય થાય'

વિશ્વસંવાદ. (પૃ. ૭૬) વિશ્વનાં વિવિધ તત્ત્વોમા મેળનું દર્શન અને એ દર્શનથી કવિ હૃદયમા એ સંવાદના જે થોડા સૂર ઊતરે તેનુ ગાન એ ભાવ આ કાવ્યમાં છે. સંવાદ–મેળ. શર્વરી–રાત્રિ. અભિસારિકા–પ્રિયતમને છૂપી રીતે મળવા જતી પ્રિયતમા, સસ્કૃત સાહિત્યમા બહુ પરિચિત છે. સંકેતસ્થાને એ જઇને ઊભી રહે છે ત્યા પ્રિયતમ આવે છે મણિમેખલા–રત્નો જડેલો કંદોરો. ચાંદનીનો પ્રકાશ પથરાયો તેમા જાણે રાત્રિની કેડથી કંદોરો સરી પડ્યો એવી ઉત્પ્રેક્ષા કરી છે. પણ તે શરમથી શા માટે 'વિવશતાથી' એમ વધારે ઉચિત નહિં? પહેલા શ્લોકની સમગ્ર કલ્પના સંસ્કૃત શૈલીની છે. તુષારશીતલ–ઝાકળને લીધે શીતળ. આમોદ–સુગધ નિષ્પન્દ–અચલ, સ્થિર સુન્દર, ભવ્ય અને રુદ્ર ત્રણે પ્રકારના તત્ત્વો એકત્વ પામે છે એમ કહ્યુ છે એટલે પ્રથમ શ્લોકનું ચિત્ર સુન્દરતાનું અને બીજાનું ભવ્યતાનુ લઇએ તો રુદ્ર તત્ત્વનુ વર્ણન ક્યા છે? આટલી અપૂર્ણતા કાવ્યમા રહી ગઇ છે એમ કહેવુ જ ઉચિત છે અથવા રુદ્ર તત્ત્વને કવિએ વર્ણનનો વિષય નથી બનાવ્યુ, પણ વિશ્વમા તે અવશ્ય છે એમ માનીશુ?

કીર્તિને (પૃ. ૭૮) વિલીન–અદશ્ય. વિભૂતિ–સમૃદ્ધિ. જગતમા બધુ ક્ષય

પામે છે છતાં હું નિત્ય રહીશ એમ માનીને જ મનુષ્ય તો ચાલે છે. કીર્તિદા–કીર્તિ આપનાર શક્તિ. રક્તલાલસા–લોહીની તરસ. યાદવાસ્થળી–જાદવો પરસ્પર કપાઈ મૂઆ તે સ્થિતિ. પ્રણાશ–મહાન નાશ. હલાહલ–હળાહળ ઝેર. આજ સુધીનાં જગતનાં યુદ્ધો કીર્તિ માટે જ ને! કીર્તિભૂખ્યું જગત્ કોને પૂજે છે, સંહારથી વિજય મેળવનારને કે સત્ના પ્રવર્તાવનારને? કવિતાને પાંખ આવે અને જરા ઊડવા માંડે ત્યાં પણ કીર્તિની ભૂખ આવીને ઊભી જ છે. વંચના–છેતરપિંડી. મરીચિકા–મૃગજળ. અશેષ–કંઇ પણ બાકી ન રહે તેમ. મનુષ્યનો ધર્મ તો સતત સાધનાપથમાં પ્રયાણ કરવાનો, કીર્તિની લોલુપતાને વશ થવાનો નહિ. અન્તે કવિ પણ એ જ ઇચ્છા વ્યક્ત કરે છે. 'લખજો ખાખ પડી આંહિ' એટલું લખજો પણ શા માટે? કીર્તિ મનુષ્યને છેતરનારી, એના સત્ય માર્ગથી એને ચલિત કરનારી અને પછી એનો ઉપહાસ કરનારી માયાજાળ છે એ મુખ્ય વિચાર આ કાવ્યમાં છે.

અવ્યક્ત ભાવના: (પૃ. ૮૦) અવ્યક્ત–દેખાય નહિ એવી. અહીં પણ સંગ્રહના નામનું અને સાથે સાથે સમગ્ર વિષયનું પણ સૂચન છે. વિશદ–શુદ્ધ, સ્વચ્છ. આકાશમાં વીજળી ચમકી, કવિહૃદયમાં પ્રેરણા જન્મી. એ પ્રેરણાએ કરેલું દર્શન ઉતારવા કવિ પ્રયાસ કરે, પણ શબ્દો તે કેટલું વ્યક્ત કરી શકે? એટલે જ કવિ નમ્રતાથી કહે છેઃ "નહિ વિશેષ વિધાન" ઇત્યાદિ.

અવધૂત: (પૃ. ૮૧) यो विलंघ्याश्रमान्वर्णानात्मन्येव स्थितः पुमान्।
अतिवर्णाश्रमी योगी अवधूतः स उच्यते ॥

જે યોગી વર્ણાશ્રમધર્મથી પર થઇને આત્મામાં જ સ્થિતિ કરે તે અવધૂત. કંકલતા—? કવિને મન કંકાલતા એટલે મુડદાલપણું ઉદ્દિષ્ટ હોય એમ લાગે છે. જગત અવધૂત પાસે આત્મયજ્ઞની દીક્ષા લે છે.

વિયુક્ત પંખીઃ (પૃ. ૮૨) બે પંખીના સ્નેહમાં એક ત્રીજું સુવર્ણપંખી આવીને વિક્ષેપ પાડે છે; એક પંખીને પોતાના સૂરથી લલચાવીને લઈ જાય છે અને બાકી રહેલું પંખી આ વિયોગના આઘાતથી મૃત્યુ પામે છે એટલો અર્થ આ કાવ્યમાં સ્પષ્ટ લાગે છે. द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते એ ઉપનિષદ્‌ની ફિલસૂફીને અહીં ઘટાવવી ઉચિત લાગતી નથી. અને ઘટાવીએ તો. પણ સુવર્ણપંખી તે કોણ એ પ્રશ્નનું નિરાકરણ દુર્ઘટ લાગે છે. સુવર્ણપંખી તે મૃત્યુ? બહુ ઉચિત અર્થ બેસે નહિ.

અપૂર્ણ શોધઃ (પૃ. ૮૩) મનુષ્ય જે જ્યોતિની શોધમાં સદા ભમે છે તે આ જન્મમાં જ ન મળે તો બીજા જન્મ માટે પણ એ ઝંખના તૈયાર જ રહે છે. આખરે તો માનવી પ્રસંગોને વશ જ છે ને! પરંતુ સૌન્દર્યની ઝંખના સ્થૂલ દેહના વિલય સાથે શમતી નથી એ તાત્પર્ય છે. અભ્રગણ–વાદળાંના સમૂહ. અલક્ષ્ય–દૃષ્ટિએ ન પડે એવું. લક્ષ્ય–ધ્યેય. વમળ–ઘૂમરી. જન્માન્તરે–બીજા જન્મમાં.

દેવમાનવઃ (પૃષ્ટ ૮૪) દેવમાનવ–દેવ જેવો માનવ. દેવ એ માનવથી ઊંચી કોટિનું સર્જન માનીએ ત્યાં સુધી તો માનવનું ધ્યેય દેવ થવાનું રહે. બીચારો માનવ આત્મા! એને કેટલાં બંધનો, આવરણો! તમિસ્રા–રાત્રિ. પરિમેય–જેનું માપ લઈ શકાય તેવી. જગત તે અશ્રુસાગર; માનવો તે સાગરમાંના બેટ. છતાં માનવી વસ્તુતઃ પામર છે? ના, આત્મદૃષ્ટિ લાધતાં પામરતા સરી જાય છે. મૂર્ચ્છના–મૂર્ચ્છા, બેભાન અવસ્થા. સ્ફુલિંગો–અગ્નિના તણખા. પ્રેમનો સેતુ (પાજ–પૂલ) રચાય તો મનુષ્યની દેવથી ભિન્નતા ટળી જાય. આવો પ્રેમ સર્વાત્મભાવનું દર્શન કરાવે એટલે ભિન્નતાનું ભાન જતું રહે. છતાં અહીં પ્રેમને બદલે આત્મતત્ત્વની શક્તિનું જ્ઞાન વધારે સુસંગત લાગત. કાન્ત–ભૂતકાળનાં.

કલ્યાણપન્થેઃ (પૃ. ૮૬) પ્રભાત થતાં ઉષાનાં દર્શને પૃથ્વી કલ્યાણપન્થે પ્રયાણ આદરે છે–પ્રકાશમાં ગતિ શરૂ કરે છે એ મુખ્ય વિચાર આ કાવ્યમાં છે. કાલયામિની–કાળરાત્રિ. સ્મિતાંશુ–સ્મિતરૂપી કિરણો. આરક્ત–મહેજ લાલ. માયાવરણો–અહીં અન્ધકારની છાયા. ત્રીજા શ્લોકમાં ઉષાનું સરસ આલેખન છે. ઉષાનાં દર્શનમાં પૃથ્વી પોતાનું પ્રકાશમય ભાવી જુએ છે અને ભૂતકાળના અન્ધકારનો વિલય પણ જુએ છે એમ અર્થ પણ અભિપ્રેત છે.

ગાનવિરામઃ (પૃ. ૮૪) શ્રી નરસિંહરાવભાઇનું અવસાન આ કાવ્યનું મૂળ છે. ભાઇ અમીદાસ પણ સ્વ. નરસિંહરાવભાઈના શિષ્ય છે. વીણા –હૃદયની વીણા. વિશ્વાનુકંપે–વિશ્વની સાથેના સમભાવથી. કવિની ગાએલી કવિતા એ તો એના ભવ્ય જીવનગાનનો શબ્દદેહ ધારણ કરનારો એક અંશ જ. અને એ જીવનગાન તો વિલય નથી પામતું, અવિરત વહેતા ગાનમાં ભળી જાય છે. પણ માનવી આ સ્થિતિ નથી સમજતો એટલે દુઃખ પામે છે. માનવ જીવન એ પૂર્વાલાપ, તે પછીનું સૂક્ષ્મ જીવન તે ઉત્તરાલાપ. સૂક્ષ્મ માટે જ હૃદયથી મેળવાય.

પ્રેરણામૂર્તિનેઃ (પૃ. ૮૫) રંગવિભૂતિ–જુદાજુદા રંગોની સમૃદ્ધિ. આસ્ય–મુખ. મનુષ્યના જીવનમાં અને ભૂતકાળમાં કાવ્ય માટે એટલી બધી સામગ્રી ભરી છે કે એની દૃષ્ટિ આડે આવરણ ન હોય તો એ સતત ગાયા કરે. પ્રેરણા એ આવરણ દૂર કરે કે સદોદિત પ્રકાશ એની નજરે પડે છે. યામિની–રાત્રિ.

મને છોડી જાશે? (પૃ. ૮૬) દેહમાં ભિન્ન રહીને પણ જે એકાત્મભાવ આપણે અનુભવ્યો છે તે દેહ જતાં પણ આપણે અવશ્ય અનુભવીશું એ શ્રદ્ધા આ કાવ્યના મૂળમાં છે. છાયાવરણમાં–છાયાના આવરણમાં ઢંકાએલાં. અશબ્દાનન્દે–વાણી અટકી જાય એવા હૃદયસ્પર્શી આનંદમાં.

કળણ—અંદર સરી પડાય તેવી ભૂમિ. અસૂયા—દ્વેષ, ઇર્ષ્યા. નિશિત— તીક્ષ્ણ. તું જ મ્હારૂં જીવન છે તો મ્હારાથી ત્હારો વિયોગ એ વસ્તુ જ ભ્રમ છે. અને જગતમાંના આપણા જીવનનો અન્ત આવશે તો પણ આત્મસ્થિતિનું ઐક્ય તો ખરૂં જ.

વીસામો દેજોઃ (પૃ. ૮૮) છેલ્લું મુકાયાથી આ કાવ્ય વધારે સુચિત બન્યું છે. જગતમાં ભ્રમણ કરનાર કવિ જાણે એનાં કાવ્યો લઇ જગત પાસે આવે છે. જીવનવનનો માર્ગ વિકટ છે; એ યાચના કરે છે, 'મ્હને વીસામો દેજો'—આ કાવ્યસ્વરૂપે. અને આ કાવ્યો તે તો દિવ્ય જ્યોતિની ઝંખના માટે ઉદ્દભવેલા પુકારનું આછું આલેખન છે. જીવનનો શેષ ભાગ જતાં, એ જ્યોતિનું કિરણ દેખાતાં તો માર્ગ નિશ્ચિત જ છે. ત્યાં સુધી વીસામો દેશો?

કલ્યાણપન્થેઃ (પૃ. ૮૬) પ્રભાત થતાં ઉષાનાં દર્શને પૃથ્વી કલ્યાણપન્થે પ્રયાણ આદરે છે–પ્રકાશમાં ગતિ શરુ કરે છે એ મુખ્ય વિચાર આ કાવ્યમાં છે. કાલયામિની–કાળરાત્રિ. સ્મિતાંશુ–સ્મિતરૂપી કિરણો. આરક્ત–સહેજ લાલ. માયાવરણો–અહીં અન્ધકારની છાયા. ત્રીજા શ્લોકમાં ઉષાનું સરસ આલેખન છે. ઉષાનાં દર્શનમાં પૃથ્વી પોતાનું પ્રકાશમય ભાવી જુએ છે અને ભૂતકાળના અન્ધકારનો વિલય પણ જુએ છે એમ અર્થ પણ અભિપ્રેત છે.

ગાનવિરામઃ (પૃ. ૮૪) થી નરસિંહરાવભાઇનું અવસાન આ કાવ્યનું મૂળ છે. ભાઇ અમીદાસ પણ સ્વ. નરસિંહરાવભાઇના શિષ્ય છે. વીણા–હૃદયની વીણા. વિશ્વાનુકંપે–વિશ્વની સાથેના સમભાવથી. કવિની ગાએલી કવિતા એ તો એના ભવ્ય જીવનગાનનો શબ્દદેહ ધારણ કરનારો એક અંશ જ. અને એ જીવનગાન તો વિલય નથી પામતું, અવિરત વહેતા ગાનમાં ભળી જાય છે. પણ માનવી આ સ્થિતિ નથી સમજતો એટલે દુઃખ પામે છે. માનવ જીવન એ પૂર્વાલાપ, તે પછીનું સૂક્ષ્મ જીવન તે ઉત્તરાલાપ. સૂક્ષ્મ માટે જ હૃદયથી સંભળાય.

પ્રેરણામૂર્તિનેઃ (પૃ. ૮૫) રંગવિભૂતિ–જુદાજુદા રંગોની સમૃદ્ધિ. આસ્ય–મુખ. મનુષ્યના જીવનમાં અને ભૂતકાળમા કાવ્ય માટે એટલી બધી સામગ્રી ભરી છે કે એની દૃષ્ટિ આડે આવરણ ન હોય તો એ સતત ગાયા કરે. પ્રેરણા એ આવરણ દૂર કરે કે સદોદિત પ્રકાશ એની નજરે પડે છે. યામિની–રાત્રિ.

મને છોડી જશે ? (પૃ. ૮૬) દેહમાં ભિન્ન રહીને પણ જે એકાત્મભાવ આપણે અનુભવ્યો છે તે દેહ જતાં પણ આપણે અવશ્ય અનુભવીશું એ શ્રદ્ધા આ કાવ્યના મૂળમાં છે. છાયાવરણમાં–છાયાના આવરણમાં ઢંકાએલાં. અશબ્દાનન્દે–વાણી અટકી જાય એવા હૃદયરૂપી આનન્દમાં.

કળણ—અંદર સરી પડાય તેવી ભૂમિ. અસૂયા—દ્વેષ, ઈર્ષ્યા. નિશિત— તીક્ષ્ણ. તું જ મ્હારૂં જીવન છે તો મ્હારાથી ત્હારો વિયોગ એ વસ્તુ જ ભ્રમ છે, અને જગતમાંના આપણા જીવનનો અન્ત આવશે તો પણ આત્મ-સ્થિતિનું ઐક્ય તો ખરૂં જ.

વીસામો દેજો: (પૃ. ૮૮) છેલ્લું મુકાયાથી આ કાવ્ય વધારે સુચિત બન્યું છે. જગતમાં ભ્રમણ કરનાર કવિ જાણે એનાં કાવ્યો લઈ જગત પાસે આવે છે. જીવનવનનો માર્ગ વિકટ છે; એ યાચના કરે છે, 'મ્હને વીસામો દેજો'—આ કાવ્યસ્વરૂપે. અને આ કાવ્યો તે તો દિવ્ય જ્યોતિની ઝંખના માટે ઉદ્દભવેલા પુકારનું આછું આલેખન છે. જીવનનો શેષ ભાગ જતાં, એ જ્યોતિનું કિરણ દેખાતાં તો માર્ગ નિશ્ચિત જ છે. ત્યાં સુધી વીસામો દેશો?